# સ્ત્રી ગીતાવલી.

## ઔપચારિક સંગીત.



### ૧. નાદબ્રહ્મ સ્તુતિ.

રાગ ઝીંઝોટી. તાલ ત્રિતાલ. માત્રા ૧૬.

સચ્ચિત આનંદ નાદબ્રહ્મ વિભુ, જેમાં વિશ્વ વિવર્ત્ત બન્યો રી,
વ્યષ્ટિ સમષ્ટિજ બ્રહ્મગ્રન્થિથી, નાદ, શબ્દ, રસ સ્થૂલ થયો રી.
પ્રાતિભ કાવ્ય, કલા વળી સંગીત, આત્મતણા ચિદઅંશ સુહે રી,
વિશ્વ સમસ્ત વિવર્ત જ મ્હારો, આપમાં આપ સમાઈ રહું રી.

(બરવે).

---

### ૨. અંજની ગીત.

મધુર શબ્દ ને ગંધ, રસો જે, નાદ, રૂપ ને મૃદુ સ્પર્શો જે,
દિવ્ય પિતાની દિવ્ય પ્રભુતા, જાણો સઘળી તે. ૧

ગાયન વાદન દિવ્ય રસાયન, સેવન કરતાં થઇયે પાવન,
દિવ્યપિતાની મધુરી બંસી, બજતાં નીકળયું એ. ૨

દિવ્યપિતાની મધુરી બંસી, નાદામૃતધારાથી વરસી;
અનહત, આહત સંગીત રૂપે, બાજી બંસી એ. ૩

અલખ પુરૂષની બાજી બંસી, સુણવા અંતર વૃત્તિ તલસી,
અલખ હતી તે લખ થઈ બંસી, બંસી એની એ. ૪

જગ મોહનની બંસી બાજી, છંદ ગીત લહરીએ ગાજી,
ગાયન, વાદન, નર્ત્તન રૂપે, વિલસી જગમાં તે. ૫

(બરવે)

---

## ૩. શારદા સ્તુતિ.

( રાગ કાફી ત્રિતાલ )

વંદન હે શારદા, નમન કરૂં વિધિ સહિત,
આપ અચલ વિમલ સુમતિને હૃદયમલ,
સદા હરણ કર, વંદન હે શારદા૦
વસન સિતોત્તમ, સુધવલ કમલે, તું,
શોભતી, જગમાતા, રસિક મધુર
જનહૃદવીણા, સુવાદન કરતી–વંદન૦

( બરવે )

---

## ૪. મંગલ–માત સ્તુતિ.

( ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં એ રાહ )

માતા સરસ્વતિ, આપો વિમળ મતી, સમરૂં હું નિત્ય પ્રતિ,
કાપો અજ્ઞાન મતિ, માતા સરસ્વતિ૦ ( ટેક )

શુભ દિન મંગળ આરંભ કરતી,
તવ ગુણ ગાવા નિશદિન સ્મરતી.
આપ સુવિદ્યા, કાપ તું કુમતિ,
વિધ વિધ શાસ્ત્રે પ્રેર તું શુદ્ધ મતિ. માતા૦

( બરવે )

---

## ૫. મંગલ–ઈશસ્તુતિ.

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઈશ્વિરા,
ત્રિભુવર ભવભય હારક નમું મહેશ્વરા— સુંદર૦ ( ટેક )

મધુર કુસુમ વિષે રમે ગંધ સુંદરા,
કૌમુદી મુદપ્રદા ઉષા મનોહરા,
મૃદુલ કંઠ કોકિલરવ શ્રવણ સુખકરા.
સહુમાં, હસતી, વસતી, પ્રતિફલિતા, શી લલિતા, સુંદરતા,
તુજ જગદ્ધરા— સુંદર૦

વિપ્રલંભી વિષયમોહની મધુસ્વરા,
દિવ્યધામ પંથજતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે અહો દયા કરા,
ક્ષણ તે, હૃદયે, બલ દે, કર ધરી આ, પરિહરવા, મધુર રવા.
મોહની સુરા— સુંદર૦

વિમલ સાધુ હૃદય વિષે વિપદ જલધરા,
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિર કરા,
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાન રવિકરા.
કરૂણા, ધરીને, ફરીને, હરિ તમને, સદય મને, મન ગગને,
શાંતિ દે સ્થિરા— સુંદર૦ ૩

(સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ.)

---

## ૬. ગુર્જર ભૂમાતાનું સ્વરૂપ.

જય જય ગરવી ગુજરાત! (૨) દીપે અરણું–પરભાત. (ટેક)

ધ્વજ પ્રકાશશે ઝળળ કુસંબી, પ્રેમ શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને, પ્રેમ ભક્તિની રીત,
ઊંચી તુજ સુંદર જાત, જય જય ગરવી ગુજરાત. ૧

ઉત્તરમાં અંબા માત, પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમકેરા દેવ,
છે સહાયમાં સાક્ષાત, જય જય ગરવી ગુજરાત. ૨

નદી તાપી નર્મદા જોય, મહિને બીજી પણ હોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણને, રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પુર્વજો, દે આશિષ જયકાર
સંપે સોયે સહુ જાત, જય જય ગરવી ગુજરાત. ૩

તે અણહિલવાડના રંગ, તે સિદ્ધરાજ જયસિંહ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત,
જન ઘુમે નર્મદા સાથ, જય જય ગરવી ગુજરાત. ૪

(સ્વ. કવિ નર્મદ).

---

## ૭. ગુર્જરી ગુણગાન.

ગુણવંતી ગુજરાત અમારી ગુણવંતી ગુજરાત.
નમિયેં નમિયેં માત, અમારી ગુણવંતી ગુજરાત, (ટેક)

મોંઘેરા તુજ મણિમંડપમાં ઝુકી રહ્યાં અમ શીશ,
માત મીઠી તુજ ચરણ પડીને, માગીયેં શુભ આશીશ અ૦ ૧

મીઠી મનોહર વાડી આ ત્હારી, નંદનવન શી અમોલ,
રસ ફુલડાં વિણતાં વિણતાં ત્યાં કરીએ નિત્ય કલોલ. અ૦ ૨

સંત મહંત અનંત વિરોની, વહાલી અમારી માત,
જય જય કરવા ત્હારી જગતમાં, અરપણુ કરીએ જાત. અ૦ ૩

ઊંડાં ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ પ્રદેશ અહોનિશ અંતર એકજ ત્હારી છાંય. અમારી ૪

સર સરિતા રસભર અમિ ઝરણાં રત્નાકર ભરપુર,
પુણ્ય ભુમિ ફલ ફૂલ ઝઝૂમી, માત રમે અમ ઊર. અમારી. ૫

હિંદુ, મુસલમિન, પારસી સર્વે માત અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવ રંગે, કરીએ સેવ સહુકાળ. અમારી ૬

ઊર પ્રભાતસમાં અજવાળી ટાળી દે અંધાર,
એક સ્વરે સહુ ગગન ગજવતો કરીયે જય જયકાર. અ૦ ૭

( કવિ અરદેશર ફરામજી ખબરદાર ).

---

## ૮. કોની છે ગુજરાત?

કોની કોની છે ગુજરાત ! (ટેક)

પૂર્વજ જેના જે વળી આજે, જન્મથકી ગુજરાતી વધા,
કોઈ રીતની તોપણ ને વળી, આર્ય ધર્મને રાખી રહ્યા,
તેની તેની છે ગુજરાત, પછી હોય ગમે તે જાત
તેની તેની છે ગુજરાત ૧

વળી પરદેશી બીજા જેને ભૂમિએ પાળી મોટા કર્યાં
પરધર્મા પણુ હિત ઈચ્છિનારા, માતતણું, તે ભાઈ ઠર્યાં
તેની તેની છે ગુજરાત, પછી હોય ગમે તે જાત. ૨

---

## ૯. કર્મયોગીન તીરકમાનાં.

હાજર તીર કમાન, હમારાં હાજર૦
જગજશ કારણુ જાણુ હમારાં, હાજર૦
અડગ ટેકની ધરી કામઠી,
હીરની દોરી અતૂટ
લાગ, તાક સાધી દાખવી શું ॥.
નીતિ જોર અખૂટ— હમારાં૦ ૧

કચરાતાં ચગદાતાં દેખી
નિર્બળ પ્રાણી તમામ;
ચંડી બની દળીશું દુશ્મનને
દાખવી પૂર દમામ, હમારાં૦ ૨

સત્ય, નીતિને સ્વતંત્રતાને
કાજ કરી ઘુમરાણ
વશ કરવા સહુ વિરોધી જનને
મચાવી શું રમખાણ. હમારાં૦ ૩

બ્રિટન બહાદુર મદદ ધરીને,
પલટે દેશ ભવિષ્ય
ન્યાય નીતિની ખાતર શૂરવીર
તરવરશે દિશદિશ— હમારાં. ૪

( ગુજરાતનાં કાવ્યોનું માધૂર્ય પોતે અનુભવી, બીજાને અનુભવાવનાર
કોઇએક સાહિત્યરસિક–લક્ષ્યાલક્ષ્ય પુરૂષ. )

---

## ૧૦. સ્વાગતાંજલિ.

આવો આવો, પધારો, મોઘેરા મહેમાન;
અંતરને વ્હાલે વધાવીએ. ( ટેક ).
અમો દીનતણા અદના આવાસમાં,
તમો ભાગ્યશાળીના અતિ ઉલ્લાસમાં;
ક્યાંથી પગલાં પનોતાં, પધારો મહેમાન; અંતરને૦ ૧

નથી કલગી કે હાર હેમ ફૂલના,
નથી મોતી માણિક મહા મૂલનાં;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર— અંતરને૦ ૨

શાંત સાદાં અમારાં છે આંગણાં,
શાંત, સાદાં અમારાં વધામણાં,
વેણુ સાદાં પણ દેવાં અમોલાં સન્માન— અંતરને૦ ૩

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો,
વિમળ હૃદયતણા ભાવને વધારશો;
એજ વિનતિ છે તમને મોઘેરા મહેમાન— અંતરને૦ ૪

( શ્રીયુત મનહરરામ–સાંતાક્રુસ ).

## ૧૧. મહેમાનોને પ્રાર્થના.

( ઓધવજીના સંદેશાની રાહ ).

મહેમાનો ઓ વ્હાલાં પુનઃ પધારજો
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય જો. ( ટેક )
કરજો માફ હજારો પામર પાપ જો,
દિન ચર્યામાં પ્રભુ પાસે પણ થાય જો. મહેમાનો૦ ૧
ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે,
ઉતર્યાં રંક ઘરે શો પુણ્ય પ્રભાવ જો. મહેમાનો૦ ૨
શુશ્રૂષા સારી ના અમને આવડી,
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો. મહેમાનો૦ ૩

( મણિશંકર રત્નજી ભટ્ટ. )

---

## ૧૨. મેહેમાનોને પુનરાગમન માટે પ્રાર્થના

( ઓધવજી સંદેશો કહેજો શામને, એ રાહ )

મહેમાનો ઓ વ્હાલાં પુનઃ પધારજો,
તમ ચરણે અમ હૃદય સુપાવન થાય જો. મહેમાનો૦ ( ટેક )
ઉન્નત સુંદર ગિરિનાં વસનારાં તમે,
ઉતર્યાં આ સ્થળ ઉઘડ્યાં શાં અમ ભાગ્ય જો. મહેમાનો૦ ૧
ઉત્તમ સેવા અમથી કંઇ થઇ ના શકી,
કરજો માફ હમારી થઈ કંઈ ભૂલ જો. મહેમાનો૦ ૨
અલ્પ સમય જે તમ અમ હૃદય મળી રહ્યાં,
ક્ષણ ક્ષણ પામ્યાં તમ પ્રભુતાનો લાભ જો. મહેમાનો૦ ૩
અલ્પ સમયમાં તમ અમ સૌ છુટા થશું,
તે ભયથી આ હૃદય સમગ્ર ચીરાય જો. મહેમાનો૦ ૪
સ્વસ્થળમાં જઈ અમને કદિ ન વિસારશો,
અમ રંકની કંઈ મનમાં ધરજો યાદ જો. મહેમાનો૦ ૫
તમને તો આ હૃદયે નિત્ય નીહાળી શું,
આત્મતંત્રના તત્ત્વે રાખી તાન જો. મહેમાનો૦ ૬

( બરવે )

# સ્ત્રી સંગીત.



૧૩.

( સખી વિરહી જનની પીડ વિરહી જાણે છે. એ રાગ )

આવો આવોને સખીઓ આજ રસતાળી પાડી,
કંઈ ગજવો આપણી બ્હેન, આ ગુર્જર વાડી.
હરિણીશી ચંચળવાન, નાજુક ને નમણી,
ફુલની કળી સમ સુકુમાર સૂરતની રમણી.
છબી છટા ભરી, સોહાગ તપે મુખ, મુગ્ધઉરા,
શુભ વડોદરાની વેલ, સરિખી ઓ ચતુરા !
રૂડી ઠરેલ બુદ્ધિ વિશાલ સમજુ ને શાણી,
મુજ અમદાવાદની બ્હેન ! ઘરરખુ ઓ ગૃહિણી;
નિજ ઉરના વિવિધ વિલાસ રંગે રંગેલી,
મુંબઈની મોહનરૂપ સખિઓ અલબેલી !
અમૃત શા મીઠા બોલ, પણ જ્ઞાને અધુરી,
ઓ કોકિલ કંઠી નાર, હાલારની મધુરી !
છો સુન્દર રસિક ઉદાર, સહુ ભગીની આવો,
ગુર્જર જનનીની જેહ કુંવરીઓ કહાવો.
જ્યાં સિંહણ નિજસંતાન ધવરાવે જાળે,
જ્યાં સાગર ઉછળે નીર મોતીની પાળે.
જહાં પ્રેમ ભક્તિનાં ગાન ભકતજને ગાયાં,
જ્યાં સ્થળસ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા;
એ અદ્ભુત દેશની બાળ, સ્મરીને વીર સતી,
સૌરાષ્ટ્રતણી સન્નાર ! પધારો ભાવવતી.
તેજસ્વી મદડોલંત જલની લક્ષ્મી જશી,
આવોને કચ્છની કોડ ભરેલી યુવતિ ! હશી.
આવો આવોને સહિયર ! આજ રસટહુકે ગુંજો,
કાંઈ ગજવો ગમતે ગીત નિજ ગુર્જરી કુંજો.
આ તમ કાજે ભરી છાબ ગીતનાં ફુલડાંની,
લ્યો સત્કારો, રસબાળ ! એટલી મહેમાની.
છે મુજ કુળની એ રીત તાતે શિખવી ભલી,
લ્યો, ચરણ ધરૂં છું બ્હેન ! વીરની વીરપસલી.

( ન્હાનાલાલ કવિકૃત ન્હાના ન્હાના રાસ. )

## ૧૪.

રંગીલી રૂડી પૂનેમ રાતે રીઝાએ.
હાંરે એની આવો તો ગીતડાં ગાઇએ. રંગીલી૦
,, જુવો ચંદ્ર પ્રકાશ બહુ તેજમાં,
,, રાખો નિદ્રાએ ધ્યાન નવ સેજમાં,
,, વહી જાશે જો વેળ પસતાઇયે. રંગીલી૦ ૧
,, ઘર બાર સંસાર વેઠ નીતની,
,, અવકાશે રમત રૂડી રીતની,
,, શીદ નીતિ ગાવાને શરમાઇએ. રંગીલી૦ ૨
,, રચ્યાં ત્રણ ભૂવન જેણ જેમથી,
,, દીપ્ત કીધું આકાશ રવિ સોમથી,
,, તેના ગુણો ગાવાજ નિત ધાઇએ. રંગીલી૦ ૩
,, સખી ભુલીયેં પ્રભુ ન જોઈ સુખને,
,, સર્વે થોડે ઘણે છે શરણ દુઃખને,
,, નહીં ભય જોઇને અકળાઇએ. રંગીલી૦ ૪
,, હસી હસી લીઓ તાલ પ્રેમથી,
,, હરી ભાવે ભજો ભલી નેમથી,
,, કહે ફિરોઝ ગાઈ હરખાઇએ. રંગીલી૦ ૫

( સ્વ. કવિ ફિરોજશાહ બાટલીવાલા. )

---

## ૧૫. જનની સેવન.

( કામણ દીસે છે અલબેલા, એ રાહ )

જનની સેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળે રે,
અવસર ક્યાં મળેરે, જગજીવ્યું ફળે રે— જનની૦
નવનિધ લાડે નિશદિન ઝુલવે,
ઉરહીર પાતી હૈયે હુલવે;
અલ્પ સારું પણ અમિત ભારનું ક્યાં વળે રે— જનની૦ ૧
પ્રભુપુર ગૌરવ વદને મલકે, મંજુલ મોહક અંતર ઝલકે,
નવ નવ સાજે શીખ દે સાને, પળે પળે રે— જનની૦ ૨
ઉત્તમ શોણિત જનની કાજે, રેલાયે શું વધુ કહેવાશે !
કિસ્મત ક્યાંથી ભારતિહિત કાયા ઢળે રે— જનની૦ ૩

( વસન્ત વિનોદી )

## ૧૬.

ઉઠો એની સાહેલડી રે સહુ ગરબા ગાઇએ,
હાં હાં રે સહુ ગરબા ગાઇએ.
હરિ ચરિત અલબેલડી રે સખી પ્રેમે ગાઇએ. હાં૦
ખીલી શરદની રાતડી રે રંગભર ભીની છે. હાં૦
ગભીર ગગનની ભાતડી રે ભલી ભુરી ખીલી છે. હાં૦
ચંદ્ર નભે જોઈ છાતડી રે ઠરી રસે ફુલે છે. હાં૦
નીર પર્વતની વાતડી રે શી હરખ હસે છે. હાં૦
કુમુદાદિ ફુલ જાતડી રે ખીલી રત્ત રહે છે. હાં૦
નિર્મળ રંગની રેલડી રે પછી લહાણી લાઇએ. હાં૦

( સ્વ. કવિ નર્મદ. )

---

## ૧૭

( આવોને નંદલાલ રમવા–એ રાહ. )

પ્રભુ મહિમા ગુણ ગાઓરે સર્વ મંગળ થાશે,
ત્રિભુવન પાલન બ્રહ્મ સનાતન,
સચ્ચિદ્ઘનપદ ધાઓ રે. સર્વ મંગળ૦ ૧
પરાભક્તિના પુણ્ય તીર્થમાં,
નિર્મળ મન થકી નાણો રે, સર્વ મંગળ૦ ૨
પરમામૃત પદ પ્રાપ્ત થવાને,
પ્રભુ શરણાપન્ન થાઓ રે, સર્વ મંગળ૦ ૩
કુત્સિત કર્મનો ત્યાગ કરીને,
મંગલ માર્ગે જાઓ રે, સર્વ મંગળ૦ ૪
પરમાત્મા પરબ્રહ્મ પદાબ્જે,
પ્રીતિ પુષ્પ વધાવો રે, સર્વ મંગળ૦ ૫

( સ્વ. ભોળાનાથ સારાભાઈ )

---

## ૧૮.

( ઓધવજી સંદેશો કહેજો શામને એ રાહ. )

સાંભળજો વ્હાલાંઓ ! વચનો દીનનાં,
દીનપણું છે પરમ દયાનું પાત્ર જો !
મોટો એ અધિકાર તમારો માનવી,
અધિકારી છો જેનાં માનવ માત્ર જો, સાંભળજો ૧

એક પિતા પરમેશ્વર જાણો આપણો,
નિકટ સગાંઓ સમજો ભાઈબ્હેન જો,
નીકો ન્હાની મ્હોટી જે જીવોતણી,
વહતું તેમાં એક અખંડિત વહેન જો, સાંભળજો ૨.

હસનારાંઓ સાથે હસવાનું ઘટે,
રડનારાંઓ સાથે રડવું તેમ જો. !
એક બીજાનાં આંસુડાંઓ લુંછતાં,
ઉંચાં ચ્હડશો સ્ત્રીપુરૂષો સૌ એમ જો ! સાંભળજો ૩.

ભૂતદયા છે ધર્મ બધાના મૂળમાં,
સઘળાએ સંતોનો એ ઉપદેશ જો,
દિવ્ય દયાસાગર ! યાચંતાં આપજો.
દીન જનોને અમને એનો લેશ જો ! સાંભળજો ૪.

( મણિશંકર રત્નજી ભટ્ટ. )

---

## ૧૯.

( રઘુપતિરામ હૃદયમાં રહેજો રે—એ રાહ )

જુઓ ગુલજાર વસંત સાહેલીઓ,
આવી સુંદર રંગ રસીલી— જુઓ ગુલજાર.

નવ પલ્લવ પુષ્પ કળીને જો,
દે છે શોભા સુરમ્ય મહીને જો,
રમે ચિત્ર દેખાવો જોઈને. જુઓ૦ ૧

ગીત ગાય કોયલ સુખ પામી જો,
કરે નૃત્ય મયુર વણખામી જો,
ક્રીડા કરવે કુદે મૃગ હરણી. જુઓ૦ ૨

તૃપ્તિ પામે ભ્રમર મધુ પાને જો,
આવે વિહગ ગુંજારવા કાને જો,
ऋतु બહાર ચાલો લુંટવાને. જુઓ૦ ૩

( શોકર બાપુજી )

## ૨૦.

વીણા વીણાને ફુલડાંનાં ફાલ, ફોરે એવાં હૈયાં સખી,
ગુંથો ગુંથોને ફૂલડાંની માળ, ગુંથો એવાં હૈયાં સખી.
સરખી સાહેલી કોઈ વીણવા ન આવે,
વીણું હું વનને એકલી રે.
વીણું અલબેલી ફૂલ ફૂલની વેલી ને,
વીણું ને થાઉં ઘેલી ઘેલી. હો વીણા એવાં ફુલડાં સખી. ૧

આઘે આઘે છે મઢુલી જોગીની મ્હારા,
પાસે છે ફુલડાંની વાડીરે.
સાધી શું જોગ સ્નેહગંગાને કાંઠડે,
વીણીશું ફુલ દહાડી દહાડી. હો વીણા એવાં ફુલડાં સખી. ૨

( કવિ ન્હાનાલાલ. )

---

## ૨૧.

ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મ્હારી ચુંદડલી,
એવો નીતરે કૌમારનો નેહ, "

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલા રે.
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મારી હૈયાની માલા. હો ભીંજે મ્હારી ચું૦ ૧

વનમાં પપૈયો પેલો, પિયુ પિયુ, બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે.
ટમ ટમ ટમ ટમ વાદળી વરસે, ને
ટમકે મ્હારા નાથનાં નેણાં. હો ભીંજે મ્હારી ચું૦ ૨

આનન્દ કન્દ ડોલે સુંદરીનાં વૃન્દ ને,
મીઠા મૃદંગ પડછન્દા રે.
મન્દ મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુરસ ચન્દા. હો ભીંજે મ્હારી ચું૦ ૩

( કવિ ન્હાનાલાલ. )

---

## ૨૨.

મ્હારાં નયણુાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માંડ્યું રે, ન ઠરિયાં ઝાંખી કરી. મ્હારાં૦ ૧

શોક મોહના અગ્નિ રે, તપે ત્હેમાં તપ્ત થયાં.
નથી દેવનાં દર્શન રે, ક્રીધા ત્હેમાં રકત રહ્યાં. મ્હારાં૦ ૨

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યાં.
નથી અણુ પણ ખાલી રે, ચરાચરમાં ઉભર્યાં. મ્હારાં૦ ૩

નાથ ગગનના જેવા રે, સદા મ્હને છાઇ રહે.
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે. મ્હારાં૦ ૪

જરા ઉઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ તદા.
બ્રહ્મ બ્રહ્માંડ અળગા રે, ઘડીયે ન થાય કદા. મ્હારાં૦ ૫

પણ પૃથ્વીનાં પડળો રે, શી ગમ ત્હેને ચેતનની !
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ ત્હોયે કંઈ દિનની. મ્હારાં૦ ૬

સ્વામી સાગર સરીખા રે નજરમાં ન માય કદી.
જીભ થાકીને વિરમે રે, ‘વિરાટ’ ‘વિરાટ’ વદી. મ્હારાં૦ ૭

પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ક્યારે ઉઘડશે !
આવાં ઘોર અન્ધારાં રે, પ્રભુ ક્યારે ઉતરશે ! મ્હારાં૦ ૮

નાથ એટલી અરજી રે, ઉપાડો જડ પડદા,
નેનાં નિરખો ઊંડેરું રે, હરિવર દરસે સદા મ્હારાં૦ ૯

આંખ આળસ છાંડોરે, ઠરો એક ઝાંખી કરી,
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નીરખો હરિ. મ્હારાં૦ ૧૦

( **કવિ ન્હાનાલાલ** )

---

## ૨૩.

મા સુંદર ગિરીથી ઊતર્યાં બીરદાળી મા;
મા નૌતમ બાળે વેશ, ઝાંઝર વાગે મા.
આ પ્રાત:કાળે આભલાં, બીરદાળી મા,
તુજ ઘાટડીએ વીંટાય ઝાંઝર વાગે મા.
આ સૂરજ સનમુખ લટકતો, બીરદાળી મા,
મા સ્હામી આરસી સ્હાય, ઝાંઝર વાગે મા.
આ ચકવા ચકવી હંસલા, બીરદાળી મા,

તુજ પગલે ભમતાં ગાય, ઝાંઝર વાગે મા.
આ સાયર પાસે નાચતી બીરદાળી મા,
મા નદીમાં આવી ન્હાય, ઝાંઝર વાગે મા.
અમ સમી ન્હાની બાળકી, બીરદાળી મા.
એને હઇએ વસતી માત ઝાંઝર વાગે મા.
આ અખિલ વિશ્વમાં વ્યાપતી, બીરદાળી મા,
મુજ કાળજડામાં માય, ઝાંઝર વાગે મા.
(સરસ્વતી ચન્દ્ર. ભાગ ૪.)

---

## ૨૪.

" જગજનની અંબે માત, અમે સૌ તુજ ખોળે,
સૌ ભરપુર દીસો માત, તમો અમ બાળકને—જગ૦ (ટેક) "
આ બપોરને બપોરીએ તમે દર્શન દોછો, માત રે,
ત્યાં સાયર ને નદી ઊછળે એમ જોબન ધરતાં માત
" જોબનરૂપ ધરો " જગ જનની૦ ૧

મા જોબનવંતાં કરે આરતી સુરજ ભભુકી તમ આગરે,
ઘંટાજેવી સરિતા વાગે, સાયર નોબત થાય—
ગાજે ઘોર ઘણો. જગ જનની૦ ૨

દશે દિશા માની જોગણીઓ લગાડી રહી છે લ્હાય રે,
હરિ હર બ્રહ્મા નમી પડ્યા ને સ્તોત્ર શક્તિનાં ગાય !
માનાં બાળક સહુ. જગ જનની૦ ૩

સંસારને રૂંવે રૂંવે કંઈ ઊઠી રહી એ આગ રે,
રાંક દીકરીઓ માવડી ત્હારી, લાગે ન એને આંચ.
પાલવ તુજ સ્હાયો ! જગ જનની૦ ૪

હરિ હર બ્રહ્મા ને સઉ પુરૂષો તેને કરીયે શુંય રે,
માવડી પાસે ગોઠડી કરતાં વળે દીકરીને હુંફ,
અમે મા તુજ ખોળે ! જગ જનની૦ ૫

તુજ ખોળે પડી રહીએ ત્યારે ભાગે ભવની ભાવટ રે,
જમ કીંકરની બ્હીક ન લાગે, તરી જઇએ ભવસાગર.
એમાં તું હોડી છો. જગ જનની૦ ૬
(સરસ્વતિ ચન્દ્ર. ભાગ ૪)

---

## ૨૫.

આસો માસે શરદ પુનમની રાત જો,
ચાંદલીયો ઊગ્યો રે સખી મારા ચોકમાં. (ટેક)
સસરો મારો દેરાસરનો દેવ જો
સાસુડી દેરાસર કેરી પૂતળી. ૧
જેઠ મ્હોરો અશાડીલો મેહ જો,
જેઠાણી ઝબુકે વાદળ વાજળી. ૨
દિયર મ્હારો ચાંપલીયાનો છોડ જો,
દેરાણી ચાંપલીયા કેરી પાંખડી. ૩

(પ્રાચીન.)

---

## ૨૬.

અમે સ્નેહને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ
અમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યાં રે લોલ
અમે શાંતિ ને આનંદ બધે રેલીએ રે લોલ
અમ હાસ્યમાં તો તેજનો અંબાર છે રે લોલ
અમે વાણીથી સ્વર્ગ સુધા રેડીએ રે લોલ
અમ નેણમાંથી પ્રેમની ધારા ઝરે રે લોલ
અમે ધાત્રીઓ સંસારની કહેવાઇએ રે લોલ
અમે વીર કાંઈ ઉછંગમાં હુલાવીએ રે લોલ
અમ ઉરથી અમૃતની સેરો ઝરે રે લોલ
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીએ રે લોલ
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડી રે લોલ
તપ્યા માનવીને છાંય શીળી આપીએ રે લોલ
દુખી માનવીનું શીર અંક રાખીએ રે લોલ
અમે ઉતર્યાં રોતાનાં આંસું લૂંછવારે લોલ
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે લોલ
અમે વિશ્વમાં સૌંદર્યના અવતાર શાં રે લોલ
અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ
અમે સ્વર્ગને સંસારમાં ઉતારીએ રે લોલ
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ.

(નર્મદાશંકર બાળાશંકર.)

## ૨૭.

( પડવાની પડપ્રીત ગતમત ભૂલી રે એ રાહ )

મ્હારી પ્રીતિ પ્રાણુ આધાર તમ સંગ લાગી રે,
મ્હેં તો અસત્ય જગથી નાથ, આશા ત્યાગી રે,
એક તમે તમારા જંન તે મને પ્યારા રે,
મ્હારા જીવલડાથી નાથ, ન રહો ન્યારા રે,
પ્રભુ તમથી વિમુખ નરનાર, પશુવત દીસે રે,
તમ વિણુ તે બીજે ક્યાંય મન નવ રીઝે રે,
પ્રભુ કલ્પતરૂ તમે શ્યામસુંદર છો વ્હાલા રે,
ચિંતામણી ચતુર સુજાણુ છો અલબેલા રે,
બીજું સર્વે તમ વિણુ શૂન્ય સિંધુ ખારો રે,
મારે પ્રેમાનંદના નાથ ! ભરોંસો ત્હમારો રે,

( પ્રેમાનંદ સ્વામી. )

---

## ૨૮.

( ક્યાં ગયોરે પેલો મોરલીવાળો—એ રાહ )

શ્રી સદ્‌ગુરૂ ભજ ભાવે પ્રાણી ! શ્રીસદ્‌ગુરૂ ભજ ભાવે રે,
વિશ્વેશ્વર તે વિઘ્નવિનાશક, ભક્ત તણે વશ કહાવે રે. શ્રી० ૧
કુટિલ હૃદયે યુગ ધ્યાન ધરે પણુ સ્વપ્ને નાથ ન આવે રે,
સરળપણે ધરી પ્રેમ ભજે તો, સત્વર સામા આવે રે. શ્રી० ૨
અનંત નામ તણા પતિ તદપિ, નામાતીત સુહાવે રે,
હરિ હર બ્રહ્મ ગુરૂ પરમેશ્વર, સ્મરીએ જે મન ફાવે રે. શ્રી० ૩
અધિક અધિક ધરી પ્રીત પ્રભુ શું, ભજીયે જ્યમ જ્યમ તાવે રે,
નૃસિંહ પ્રભુ વળતા કરૂણા કરી, દુ:ખ ટાળી સુખ લાવે રે. શ્રી० ૪

( સ્વ० શ્રીમાન નૃસિંહાચાર્ય. )

---

## ૨૯.

( નાથ કૈસે ગજકો બંધ છુડાયો—એ રાહ. )

વિભુ ! તું તો વિશ્વ સકળમાં વ્યાપ્યો,
તુજ મહિમા નહી જાય માપ્યો— વિભુ०
પાવકમાં તું પ્રગટ રહ્યો છું જળમાં નિવાસ છે તારો,
આકાશે અવકાશ છે તારો, પૃથ્વી થકી નથી ન્યારો. વિભુ० ૧

પવન તત્વમાં પ્રસરી રહ્યો તું, સૃષ્ટિ સકળ રચનારો,
ઉદ્‌ભિજનાં પણ રૂપ વિવિધમાં, પ્રૌઢ પ્રભાવ છે તારો. વિભુ૦ ૨
સવિતા શશીમાં તેજ છે તારૂં સુખરૂપ સર્વને સ્થાપ્યું
તારા ઓમાં પણ તુંજ પ્રકાશે સર્વત્ર ચૈતન્ય વ્યાપ્યું. વિભુ૦ ૩
પ્રાણી માત્રમાં પ્રાણ રૂપે થઈ શુદ્ધ સ્વરૂપે વિરાજે,
મેઘ મંડળમાં વિધુત સાથે ગર્જના ગૌરવ ગાજે. વિભુ૦ ૪
પંચભુતના મંદિર મધ્યે પરબ્રહ્મ પોતે પ્રકાશે,
જન અજ્ઞાની જોઇ શકે નહિ, વ્યાકુળ થઈને વિમાસે. વિભુ૦ ૫
ઉપજે ખપે જીવ જે જે જગતમાં હોય લઘુ કાં મોટા,
જળથી ઉપજે લય પણ જળમાં, પાણી તણા પરપોટા. વિભુ૦ ૬
પૃથક્ પૃથક રૂપ દેહ તણા જે એકજ પ્રભુના ઉપાધિ,
જ્ઞાની જન મન ભેદ ન ભાસે સેવક સુત એ સમાધિ. વિભુ૦ ૭

**( સ્વ૦ છોટાલાલ સેવકરામ )**

---

## ૩૦.

( શીખ સાસુજી દે છે રે–એ રાહ. )

ઘનશ્યામને સેવોરે કે કુબુદ્ધિ દુર કરી.
એ છે સર્વના સ્વામી રે કે પ્રગટ પ્રમાણ હરી.
જેનું ધ્યાન ધરે છે રે કે મહામુનિ શુક જેવા.
જેના પદપંકજની રે કે કરે કમળા સેવા.
એવા શ્રીનારાયણ રે કે ભજે તેનાં કષ્ટ હરે.
એને ઈષ્ટ જે જાણે રે કે તેતો કુળ સહિત તરે.
પ્રભુ નિજ તપનું ફળ રે કે સહુને આપે છે.
ધરી રૂપ અલૌકિક રે કે ભવદુઃખ કાપે છે.
એવા પ્રકટ પ્રભુને રે કે ભજવા ભ્રમ ત્યાગી.
મુકતાનંદ કહે હરિભજી રે કે થાશો બડભાગી.

**( મુકતાનંદ. )**

---

## ૩૧.

( શામ રંગ સમીપે ન જાવું–એ રાહ )

પ્રીતડીની રીત અતિ અટપટી, ઓધવજી છે,
પ્રીતડીની રીત અતી અટપટી. ( ટેક )

થાવાનો ઉપાય છે પણ જાવાનો જડે નહીં
વજા રહેણુ જટી તે જટી. ઓધવજી છે, પ્રીતડી૦ ૧

પ્રીત ના કહેવાય તે તો સ્વારથ સમજવો
ચાર દિવસ પ્રગટીને જે મટી, ઓધવજી છે૦ ૨

પીડાની ભરેલી પ્રીત, તોયે કરે પંડિત;
દુઃખ પામે તોયે સ્હાય ના ઘટી, ઓધવજી છે૦ ૩

કહયા સમજ્યામાં નહિં આવે એવી વસ્તુ તો,
જાણે જેને હોય વીતતી વટી, ઓધવજી છે૦ ૪

દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા,
ધરમ લાજ ખોય ને મરે મટી, ઓધવજી છે૦ ૫

( સ્વ. કવિ દયારામ. )

---

૩૨.

## સ્નેહનું સંભારણું.

( ઓધવજી સંદેશો કહેજો શામને એ રાહ. )

ચન્દન છાંટી ચોક સમાર્યો વ્યોમનો,
રજની રસિલી હસતી લલિત વર હાસ જો.
ચાંદલીયો ઉર ભરી ભરી રસ કંઈ ઢોળતો,
આપણ પણ રમતાંતાં વિરલ વિલાસ જો.
એવા યે દિવસો પણ પ્રિયતમ ! વહી ગયા. ૧

ફુલ ફુલની પાંદડીઓ મીંચાઈ ઢળીજતી,
નમી નમી પ્રિયને લેતા સુરભિ ઉછંગ જો.
નયનોમાં નયનો ઢાળીને હેતશું.
ઉજવ્યો ઉત્સવ સ્હમજી પરમ પ્રસંગ જો.
એવા યે દિવસો પણ૦ ૨

પ્રિયતમ ! એ શશીરાજ સ્હડન્ત અટારીયે,
પદે રમે ન્હાનકડો અનિલ કુમાર જો.
ને મદભર રજનીનાં નયનો નાચતાં,
હૃદય ઝીલે સૌનાં અમૃતની ધારજો,
એવા દિનનાં શમણાં પ્રિયતમ વહી ગયાં. ૩

પલ્લવમાં પલ્લવના પાલવ પાથરી,
પંખી પ્હોઢ્યાં ભીડીને પાંખ શું પાંખ જો,
વિલસે આજ જગત સઉ રસના અંકમાં,
અજબ વિલસતી અલબેલી તુજ આંખ જો,
એવા રસદિવસો યે પ્રિયતમ ! વહી ગયા. ૪

( ન્હાનાલાલ દ૦ કવિ. )

---

## ૩૩.

( સારૂં સારૂં રે સુરત શેહેર—એ રાહ )

ઝીણા ઝરમર વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવની દેહ, અવની નાચે છે.
ફૂમઝુમ ભમતી ધરણી લાડે, મધુર ઉછાળે વાસ રે
દિવ્ય પ્રેમતાં બાળક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ રજની૦ ૧
મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છન્દી રમે રાસ રે.
કુમળાં સલુણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ. રજની૦ ૨
શશી અમી ગળતું આ છે વાદળ ઢળતું અવની અંક રે,
હૈયાં અવની રસીયાં જનની લેતી નવ નવ રંગ. રજની૦ ૩
પ્રભુરસ લસબસ ધન ધુમ્મટથી સહતાં પ્રણયી પાન રે.
સજાત જોડાં પાતાં પીતાં તરતાં અદ્દ્ભુત તાન. રજની૦ ૪

( વસન્ત વિનોદી. )

---

## ૩૪.

પતિવ્રતનો પૂર્ણ પ્રતાપ જગમાં જાહેર છે જાહેર છે,
તૃપ્ત કર્યા દુર્વાસાને વિણ ભોજન ભવ્ય પ્રસાદે,
દિવ્ય સતિ દ્રૌપદીનાં કામો સુભગ સુયશને સાદે. જગમાં૦ ૧
શુદ્ધ સતિ સાવિત્રી જેણે પતિના પ્રાણ બચાવ્યા.
નિજ પતિવ્રતને પૂર્ણ પ્રતાપે, યમકિંકરને તાવ્યા. જગમાં૦ ૨
ભોગવતી સતિ જેનો સ્વામી સર્પ ભયંકર ભારી.
નિજપતિવ્રતને પૂર્ણપ્રતાપે, કર્યો પુરૂષ તન ધારી. જગમાં૦ ૩
છળવા કૃષ્ણ ગયા સતિવૃંદા, બહુ કપટેથી બળમાં.
સતીયે શાપ દઇને કીધા પત્થર રૂપે પળમાં. જગમાં૦ ૪
અનંત અદ્દ્ભુત કૃત્યો કરતી અનંત સતિઓ છાજે.
એ સહુ સતિનાં નામસ્મરણ કરી પવિત્ર થઇએ આજે. જ૦ ૫

( કવિ નથુરામ સુંદરજી )

## ૩૫.

( હરિ વેણુ વાય છેરે હો વનમાં—એ રાહ )

દુઃખ સુખ આવે રે તે સ્હેજો,
માજીના ચરણુ કમળમાં રહે જો-દુઃખ સુખ૦ ( ટેક )
સુખડાં તરતાં રે રૂડાં છે, દુઃખડાં પાછળ રે ઊંડાં છે.
માજીના ઊંડા રૂડા સન્દેશ ( કે ) દુઃખ સુખ ૧
સુખડાંની શોભા રે સુલભ છે, દુઃખડાંના હેતુ રે ગહન છે.
માજીના ગહન સુલભ, આદેશ ( કે ) દુઃખ સુખ ૨
મા ! તુજ પ્રેમળ રે રચના છે. મા ! તુજ સદર્થ રે ઘટના છે.
મા ! તુજ સદર્થ પ્રેમલ નિવેશ ( કે ) દુઃખ સુખ ૩
દુઃખ સુખ આવે રે તે સ્હે શું. મા ! તુજ ચરણુ કમલમાં રહે શું.
દુઃખ સુખ આવે તે મા ! સહેશું

( કવિ ન્હાનાલાલ )

---

## ૩૬.

## વેણ.

આકાશ ઊભું ધરી ઉદયાચળ થાળમાં,
આકાશે નાંખ્યું મ્હેં વેણુ વેણુ મ્હારૂં નંદવાણું રે ( ટેક )
પ્રારબ્ધ આવ્યું ભરી પુલડાંની છાબડી,
પુલડાંનું નાંખ્યું મ્હેં વેણુ વેણુ મ્હારૂં નંદવાણું રે ૧
ઉતરી વિધાત્રી લઈ કુંકુમ કંકાવટી,
કુંકુમનું નાંખ્યું મ્હેં વેણુ વેણુ મ્હારૂં૦ ૨
દેવી પધાર્યાં, હતી રસભીની આંખડી,
રસ કેરૂં નાંખ્યું મ્હેં વેણુ, વેણુ મ્હારૂં૦ ૩

( કવિ ન્હાનાલાલ )

---

## ૩૭.

## સ્વપ્નાં.

સ્નેહીનાં સોણલાં આવે સાહેલડી;
ઉરના એકાન્ત મ્હારા ભડકે બળે.
હૈયાનાં હેત તો સતાવે સાહેલડી !
આશાની વેલ મ્હારી ઉગી ઢળે. ( ધ્રુવ )

(સાખી) ચ્હડયું પૂર મધરાતનું, ગાજે ભર સુનકાર;
ચમકે ચપળા આભમાં,
એવા એવા છે પ્રિયના ચમકાર રે સાહેલડી. ઉરના૦ ૧

(સાખી) ઝરમર ઝરમર મેહુલો, વરસે આછે નીર,
ઉન્હે આંસું નયનો ભીંજે,
એવાં એવાં ભીંજે મ્હારાં ચીર રે સાહેલડી! ઉરના૦ ૨

(સાખી) અવની ભરી વનવન ભરી, ઘૂમે ગાઢ અંધાર,
ઝબકે મહીં ધુણી જોગીની,
એવા એવા છે પ્રિયના ઝબકાર રે સાહે૦ ઉરના૦ ૩

(સાખી) ઝીણી જ્યોતે ઝળહળે, પ્રિયનો દીપક લગીર,
પડે પતંગ મહીંજલે.
એવી એવી આત્માની અધીર રે. સાહે૦ ઉરના૦ ૪

(સાખી) ખુંચે ફુલની પાંદડી, ખુંચે ચન્દ્રની ધાર,
સ્નેહીનાં સંભારણાં,
એવાં એવાં ખુંચે દિલ મોઝાર રે. સાહે૦ ઉરના૦ ૫

(કવિ ન્હાનાલાલ.)

---

## ૩૮.

## સંભારણાં.

રૂપલા રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝુલે રસપારણાં હો બ્હેન!
ત્હયારે ઝબકે ઝીણાં અતિથિનાં સંભારણાં, હો બ્હેન.
લઉં હું વારણાં હો બ્હેન!

(સાખી) શરદપુનમનો ચાંદલો ઘડી ચમકીને જાય;
વરસ દિવસ વીત્યે, સખિ! દોહલ દર્શન થાય.
અધારી રજનીમાં ઉઘડે ઉરનાં બારણાં! હો બ્હેન!
ઝુલે રસપારણાં હો બ્હેન!
ત્ય્હારે ઝબકે અમૃત અતિથિનાં સંભારણાં, હો બ્હેન!
લઉં હું વારણાં, હો બ્હેન!

(સાખી) મેઘ ઝરે, રસ નીતરે, આંબો ઝોલાં ખાય,
ખીલે ન મ્હોર, ન મંજરી સખી! નથી આ ૠતુ રાય,
સૂની રજનીઓમાં ઉઘડે ઉરનાં બારણાં, હો, બ્હેન!
ઝુલે રસપારણાં હો બ્હેન!
ત્હયારે ઝબકે રાજન અતિથિનાં સંભારણાં હો બ્હેન!
લઉં હું વારણાં હો બ્હેન!

(સાખી) દૂર દૂરની કુંજમાં, મોર કરે રહુકાર.
સખી! ટહુકામાં જીવવું, મોંઘા મોર દિદાર,
લાંબી રાતલડીમાં ઉઘડે ઉરનાં બારણાં, હો બ્હેન!
ઝુલે રસપારણાં હો બ્હેન!
ત્હારે ઝબકે ઉરના અતિથિનાં સંભારણાં હો બ્હેન!
લઉં હું વારણાં હો બ્હેન!

(કવિ ન્હાનાલાલ.)

---

## ૩૯.

જગ જનની અંબે માત, અંતરમાં ધરીએ,
આ તનમન અરપી માત! વંદન નિત્ય કરીએ. (ટેક)
સકળ જગત તું પોષે માતા, ત્હારી અનુપમ શક્તિ રે,
અમો અબલા તુજ આશા રાખી, નિશદિન કરીએ ભક્તિ. અં૦ ૧
જન્મભુમિ તું અંબા માતા, તું અમ સર્વેની માત રે,
વ્યાસ, બુદ્ધ, જિન, શંકર સર્વે સ્તથી ગયા દિન રાત. અં૦ ૨
લક્ષ્મી, સરસ્વતી, કાળી રૂપે, વિધ વિધ દર્શન દેતી રે.
યુગ યુગમાં અવતાર ધરીને, દિન જન તારી દેતી. અં૦ ૩
ભારતિ દેવી, આર્યભૂમિ કે જન્મભૂમિ મુજ માત રે,
શાં શાં નામો લઇને સ્તવીએ, તવ ભક્તિ શુદ્ધ આપ. અં૦ ૪
મુજ તન મન આ પ્રાણ જ આત્મા, તે સહુ તુજથી બનીયાં મા,
માતૃદેવભવ એમ કહીને વેદ પુરાણો વંદે. અં૦ ૫
રામ, કૃષ્ણ, શિવ, પ્રતાપ પુરૂષે, ત્હારી ભક્તિ કરીને રે,
ગાર્ગી, સીતા, સૌ સતિઓએ, મોક્ષ નિસરણી લીધી. અં૦ ૬
પ્રબળ આત્મબળ, સત્ય વચન વળી સત્ય કર્મ દૃઢ વ્રતથી રે
જ્ઞાનજ્યોત કરી આરતી કરીને, પૂજન કરીએ માત. અં૦ ૭

સતત સમાધિ કરશે ત્હારી, જ્ઞાન, ભક્તિ, દૃઢ કર્મે રે,
ગણેશ કહે છે એવા જનનો મોક્ષ કરો છો માત. અંતર૦ ૮

(ભરવે.)

---

## ૪૦.

ઊગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાર, ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા.
જોને પ્રેમઘેલી ભૂમિના દિદાર જોને ડોલે, સૃષ્ટિ આનંદમાં.
ઓહો ડોલે સૃષ્ટિ આનંદમાં,

(સાખી) ધન્યધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાંત.
શાંતિ પાઠ પઢાવતો, સાધીને એકાંત.
ધરણી પડી પતીને પાય શિક્ષા શીરે ધરે રે.
ગુણીયલ ગોરી પતી ગુણ ગાય શાંતી ચીતે સ્મરે રે.
ધરોને એની ધરતી માતાનું કહ્યું કાન.
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન. ઊગ્યો સખી૦ ૧.

(સાખી) ચન્દ્ર સુખે ચીડાઇને, તારાનાં મુખ શ્યામ,
સદ્દગુણીનું સુખ ભાળીને, રમે દુષ્ટના રામ.
સખી જેને પતિનું માન, તેના ગાંધર્વ ગાયે ગાન,
પામે દેવી સમાન સનમાન, રમે રમા રસિક લઈ તાન. ઉગ્યો૦ ૨.

(સાખી) ધરણીનાર સમ ગૃહિણીઓ, સેવે સ્વામી પાય,
ચતુર ચન્દ્ર સમ ધણી મળે, જય જય ત્યાં ઉચ્ચરાય.
ઉગ્યો સખી સષ્ટિનો શણગાર હાર— ૩.

## ૪૧.

એનો જાશો જ્યારે (૨).
પતિઘર પરણી સ્વામિના ઉલ્લાસમાં.
જ્યાં ભૂલવણી, ભૂલાવે પતિ પાડી મોજ વિલાસમાં. (ટેક).
ઢીંગલા ઢીંગલી રમતો કેવી,
સહુ રમતો જોશો ત્યાં તેવી,
સંસાર સાર સમજો એવી, એનો જાશો૦ ૧.
સ્વામિ સૈયર સરવે વિસરાવે,
પીયરીયાં પણ યાદ ન આવે,
પતિ પ્રેમ સરિતામાં ન્હવરાવે. એનો જાશો૦ ૨.

(મોરબી નાટક કંપની.)

---

## ૪૨.

( ઓધવજી સંદેશાનો ઢાળ )

સુરતાની વાડીના મીઠા મોરલા,
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો;
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા,
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો! સુરતાની૦ ૧.

આંજે ને અજવાળે આંખડલી સખી,
અન્તર ઉપર ઊઘડે આલમ નૂર જો!
"હેત હૈયાનાં વહતી વાજે વાંસળી"
ઉડે સ્વર આકાશે અન્દર દૂર જો, સુરતાની૦ ૨.

નન્દન વનના પ્રાસાદોની ટોચથી,
મધુરી કેકા આજે શી શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો! સુરતાની૦ ૩.

"તત્ સવિતાનું ભર્ગ વરેણ્યં ધી મહિ"
ગાયત્રીનો જૂનો ભેદક મંત્ર જો!
આજે અન્ય પ્રકારે આ માથું નમે;
નમતો સાથે આત્માનો એ તન્ત્ર જો! સુરતાની૦ ૪

( શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટ ).

---

## ૪૩.

જાણો તો વશકરણી વિદ્યા જાણજો,
અબલા સે'જે સબલ થશો સંસારજો. ( ટેક )

મંતુર જંતર તંતર જૂઠાં ભામણાં,
જીભે મીઠાં મન મીઠાં સુખ સાર જો. જાણો૦ ૧.

જાપ અજપપ્રિતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની સાચી નિર્મલી,
માગો વર પરસુખમાં ભેદ ન થાય જો. જાણો૦ ૨.

પ્રેમતણો રસ ઝીલ્યો સીતારામ શું,
એ રસ પીધો ગોપી શ્યામ શરીર જો,
સાવિત્રી, મીરાં, સર્વે એમાં ગળયાં,
દ્રોપદી, તારા, મંદોદરી, સતી શિર જો. જાણો૦ ૩.

દોરી પ્રેમતણી જગજીવન જાણજો,
એણ બાંધ્યા નવ છોડ્યાં છોડાય જો,
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો. જાણ૦ ૪.
પ્રેમ થકી જગ ભાસે સઘળું એકમાં.
એકરસે દૃઢ ભક્તિ ભજે ગુણવાન જો,
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઇ મરતાં પણ ન લહે સાન જો. જાણ૦ ૫.
વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જલ જનનો તે શો ભાર જો,
વિષ અમૃત ઝટ અગ્નિ શીતલ ઊકળે,
એવાંને મુજ વંદન વારંવાર જો. જાણ૦ ૬.

(સ્વ૦ મણિલાલ નભુભાઈ.)

---

## ૪૪

( પૂનમ ચાંદની ખીલી પૂરી અહીં રે—એ રાહ )

ત્હારો વાસ દિસે ભગવાન ! સ્થળે સ્થળ વિશ્વમાં રે,
રહેજો તેજ અનૂપમ તુજ અમ અંતરમાંહ્ય,
થાયે પ્રકાશ ઉજળો અંધકાર જાતાં સહુ રે—
(સાખી) સુંદર તારક વૃન્દમાં, વિશાળ નભની માંહ્ય,
સરિતા ને સાગર વિષે ત્હારાં દર્શન થાય.
જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે,
દિવસે તેમજ રજની તિમિરમાં પણ તુજ ભાસ;
ત્હારૂં સ્મરણ જ નિર્મળ, અમ હૃદયે નિત્યે રહો રે. ત્હારો૦ ૧૧.
(સાખી) વિવિધ રંગ આ અવનીમાં, કેવળ અમે અજાણ,
કર પકડી કરૂણા કરી બતાવજો સન્માર્ગ.
ત્હારા સબલ શરણની સહાય છે અમને ઘણી રે,
તેનો આશ્રય લઇને બજાવીએ નિજ ધર્મ,
નિશદિન થાય અમારૂં રહેવું સદા તુજ સંગમાં રે. ત્હારો૦ ૨.
(સાખી) સત્ય પ્રેમ ને શાંતિના, રૂડા સુખકર સ્રોત,
વહો વિમળ અમ જીવનમાં, રહો ન ચિત્તે ક્ષોભ,
બની રહી શુદ્ધ અમારાં, હૃદય નિત્ય તુજમાં વસો રે,
તજીયે તુજ કરૂણા થકી અહંભાવ વિચાર
રહે નવ 'તું' 'હું' ના કંઈ ભેદ એક બનીએ સદા રે. ત્હારો૦ ૩.

(ડાહ્યાભાઈ લક્ષ્મણ)

## ૪૫.

(ઘોળની દેશી)

સદા સુખિયા જગતમાં સંત, દુરીજન દુખિયાં રે,
નાવે અકળામણનો અંત, મુરખમાં મુખિયાં રે. ૧.

રૂવે રાત દિવસ સહુ રાંક, ભુખે મન ભટકે રે,
વડો પૂર્વે જનમનો વાંક, ખરે ખરો ખટકે રે. ૨.

તાલેવંતને અંતર ત્રાસ, ધાખના છે ધનની રે,
રખે થઈ જાય નાણાંનો નાશ, મહા વ્યાધી મનની રે. ૩.

સુવાસણને ધણીનો સંતાપ, હુકમ કરે હાળી રે,
વિધવાના પૂરણ પાપ, ઉમર ઓશિઆળી રે. ૪.

વણ પરણેલા મનમાં મૂંઝાય, ફોગટ ફેરા ફરીએ રે,
પરણેલા પૂરણ પસ્તાય, હવે શું કરીએ રે. ૫.

ભોગ લાગ્યા તે લીધો ભેખ, બોલે એવું બાવા રે,
પડી રાખમાં રાબડ રેખ, એથી થયા આવારે. ૬.

જેને પરપંચ ઉપર પ્રીત, ઝુરે એ તો ઝાઝું રે,
ઋષિરાજની સમજે રીત, તેને સુખ તાજું રે. ૭.

(રૂષિરાયનાં પદ)

---

## ૪૬.

(ઘોળની દેશી)

મહા દુઃખ ધરે મહિપાળ, ઘણા વેરી ગાજે રે,
ઝેર દીધાની અંતરે ઝાળ, દહાડી દીલ દાઝે રે. ૧.
પુત્રવંતીઓ ચુંટે પેટ, છકી ગયા છૈયા રે,
કરૂં ક્યાં લગી તારી વેઠ, કાળા મોંના કૈયા રે. ૨.

જેની રહે છે કુંવારી કૂખ, એતો ઢાળે આંસું રે,
દાડી સંભારે દારૂણ દુઃખ, જનમ ગયો ફાંસું રે. ૩.

કુળવંત કરે કકળાટ, દેવા માંહિ ડુબ્યો રે,
આઠ પોહોર અખંડ ઉચાટ, ભજન એથી ભૂલ્યો રે. ૪.

ઓછા કુળ વાળા અકળાય, વધી ગયા વાંઢા રે,
પ્રભુ સરજાવ્યા શીદ આંય, ન સરજાવ્યા ઢાંઢા રે. ૫.
જેને પરપંચ ઉપર પ્રીત, દારૂણ એતો દુખિયાં રે,
રૂષિરાજની સમજે રીત, સદા એતો સુખિયાં રે. ૬.

**( રૂષિરાયનાં પદ ).**

---

## ૪૭.

( તમે અજાણ્યા અમે જાણીએરે–એ રાહ )

સખી નિર્મળ આભ હવે થયું રે,
સખી શિશિરનું જોર હવે ગયું રે,
પડતી મધુરી ગુલાબી ટાઢ રે સખી હો,
શોભા શી ગાઉં વસંતની રે. ૧.

જળ નિર્મળ નદીનાં વરતીએ રે,
આવી પુરણ ઉમંગમાં અવનીએ રે,
નવું અંબર કર્યું પરિધાન રે સખી હો ! શોભા૦ ૨.

સખી મ્હોર આંબા પર ઝૂલતા રે,
કૂણાં કણીઅર ફાલ્યાં ફૂલતાં રે,
લીલાં આસોપાલવનાં ઝાડ રે, સખી હો ! શોભા૦ ૩.

સખી આંબા ડાળમાં ફરતી રે,
કોમળ કોકિલ કુહુરવ કરતી રે,
મીઠી રેડે અમીની ધારરે સખી હો ! શોભા૦ ૪.

સખી પુરવનો વાયુ વાય છે રે,
તેથી હ્રદયમાં કંઈ કંઈ થાય છે રે,
એવો સુખકર એનો છે હાથ રે સખી હો ! શોભા૦ ૫.

સખી ચંદન ચરચીએ અંગે રે,
હાર કુસુમના પ્હેરીએ સંગે રે,
માથે ગજરાંનો શુભ શણગાર રે, સખી હો ! શોભા૦ ૬.

કોમળ કર થકી જગને જગવતી રે,
એવી આવી વસંત આ રસવતી રે,
ઉઠ બેસી રહી શું આમ રે, સખી હો ! શોભા૦ ૭.

**( શ્રીયુત મનહરરામ હરિહરરામ મેહેતા )**

## ૪૮.

( સખી વિરહી જનની પીડ–એ રાહ )

સખી વિરહી જનની પીડ વીરહી જાણે રે,
સખી રસિક જનોની ભીડ રસીક પ્રમાણે રે. ( ટેક )

( સાખી ) શરદ ચંદ્રની ચંદ્રિકા કેવી મધુર રસદાર,
જાણે નહી જડ માનવી,
તેને પીડે તે કેમ અંધાર, રાત અમાસે રે, સખી. ૧.

( સાખી ) મધુર કંઠી કોકિલતણા શ્રવણુ કરી મૃદુનાદ,
હૃદય કદી ઉછળે નહીં,
તેને પીડે શું કર્કશ સાદ, ઘોર ઘુવડના રે, સખી. ૨.

( સાખી ) લીધી લલિત ગુલાબની, કદી નહી રસિક સુવાસ,
એવા ભમરા મૂઢને,
કેમ પીડે તે અટલ કુવાસ આકડા કેરી રે, સખી ૩.

( સાખી ) આમ્રતણા અમિરસ તણું કર્યું ન જેણે પાન,
એવા અબુધ અભાગીને,
ક્યાંથી આવે તે અદકું ભાન કડવી લીંબોડીનું રે. સખી. ૪.

( શ્રીયુત મનહરરામ હરિહરરામ મહેતા ).

---

## ૪૯.

આવો ફુલડાં મધુરાં રે આપણુ રંગે રમીયે,
દિન એક આનંદે રે, ભેળાં રહી નિર્ગમીયે. ( ટેક ).

મ્હને મુખડું ત્હમારૂં રે, સલૂણું લાગે વહાલું,
એમાં નિર્મળ પ્રીતિ રે, વસી હસતું કાલું. આવો૦ ૧.

તમમાંનું હું પણ રે, કુસુમ એક કોમળીયું,
રહી મનુજ સમૂહે રે, વદન કરમાઈ ગયું. આવો૦ ૨.

નહીં તમમાં કુટિલતા રે, નહીં વળી ક્રૂરપણું,
નહિ વચન કપટનાં રે, હૃદય પ્રેમાળ ઘણું. આવો૦ ૩.

કદી હાસ કરતાં રે, તો નિશ્ચે આનંદ ભર્યાં,
કરમાઈ કદી સૂતાં રે, તો સત્યે દુઃખે જ ગળ્યાં. આવો૦ ૪.

જેવું અંતર થાયે રે, તેવું તમ મુખડું દીસે,
જેવું મુખ દેખાયે રે, તેવું તમ હ્રદય વિષે. આવો. ૫.
ત્યારે આવો મધુરાં રે, આપણ રંગે રમીયે,
દિન એક તો સુખમાં રે, સાથે વસી નિર્ગમીયે. આવો. ૬.

**( સાક્ષર શ્રી નરસિંહરાવ ભોળાનાથ ).**

---

## ૫૦.

( ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડી રે આવી—એ રાહ )

એવું બતાવે કોઈ આજ, મને કોઈ એવું બતાવે.
જેથી આવે અભેદનું રાજ, મને કોઈ એવું બતાવે. ( ટેક )
મંત્ર અભેદ જપું અમો, પંથ અભેદ અભેદ,
ભેદ અભેદ વિષે ગળ્યા, એ અભેદ અમારો વેદ. મને૦ ૧.
પ્રેમ પુણ્ય પરમાર્થ એ, વિવિધ નામ વિસ્તાર,
સ્વારથ સરણિ એ બધી, છે અભેદ અનામી વિચાર. મને૦ ૨.
હું તું ભેદ પટે પુર્યા, વિવિધ ચળકતા રંગ,
દીઠા, વેઠ્યા ને ગયા, નવં દીઠો અભેદ અભંગ, મને૦ ૩.
ધર્મ કર્મ આચાર્ય ગુરૂ, સંત મહંત અનેક,
ભેદ થકી જ બન્યા રહે, તે શું આપે અભેદ વિવેક. મને૦ ૪.
લાગે તો ઘડી એકમાં, ક્ષણમાં પલમાં આજ,
પ્રેમ પદારથ પારખે, તેને લાધે અભેદનું રાજ. મને૦ ૫.
પ્રીતિ, મૈત્રી, પ્રેમ ને, સ્નેહ દયા રસ રંગ,
દીઠાં તે વેઠયાં જ એ, એ તો ન્હોય અભેદનું અંગ. મને૦ ૬.
હુંમાં, તુંમાં, સર્વમાં, અણુમાં, રજમાં એહ,
તું, હુંમાં, હું, તુજમાં, એ અભેદ વિના જુઠો નેહ. મને૦ ૭.
હુંમાં, તુંમાં એમ નહિં, હું, તે, તું ( ત્રણ ) હુંજ,
હું તે સર્વ ને સર્વ હું, એવી ઊંડી અભેદની ગુંજ. મને૦ ૮.
હું ભુલું જો હું પણું, નિત્યે તું થઈ જાઉં.*
તો પણ પ્રેમ કૃતાર્થ આ, "નિત્ય ગાન અભેદનું ગાઉં" મને૦ ૯.

---

* लाली मेरे लालकी जीत देखुं तीत लाल; लाली देखन में गई मेंभी हो गई लाल. १ तुं तुं करता में भया, मुजमें रहा न हुं, वारी तेरे नाम पर जीत देखुं तीत तुं. ૨. વગેરે કબીરનાં વચનો સરખાવો.

ખેલ અનેક અંનંત છે, કર્મે વચન મનથી જ,
વિષ સાકર કહી પાઈએ, એમાં સાકર સ્વાદ નથી જ. મને૦૧૦.

હોય અભેદ ઉપાસી તે, આવો ભેટો આજ,
તે સાચાં, હું તેમનો, બીજો પ્રેમ એ વ્યર્થ અવા જ. મને૦૧૧.

(સ્વ. મણિલાલ નભુભાઈ).

---

## ૫૧.

( કહાં ગયોરે પેલો મોરલીવાળો–એ રાહ )

સાંભળ સહીયર સુરત ધરીને આજ અનૂપમ દીઠો રે,
જે જોયો તે જોવા સરખો, અમૃતપેં અતિ મીઠો રે. (ટેક)

દૃષ્ટે ન આવે, નિગમ જગાવે, વાણી રહિત વિચારો રે,
સત્ય અનંતજ જેને કહીયે, તે નવધાથી ન્યારો રે. સાંભ૦ ૧.

નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશે રે,
અચવો રસ છે એની પાસે, તે પ્રેમી જનની પાસે રે. સાંભ૦ ૨.

અદ્વૈત બ્રહ્મ અનૂપમ લીલા, અસંખ્ય જુગનો એવો રે,
જોગ, જગન, જપ, તપ, મુનિ દુર્લભ, માને તેવો મેવો રે. સાંભ૦ ૩.

જ્યાં લગી જ્યમ છે ત્યમનો ત્યમ છે, વધે ઘટે નહી વ્હાલો રે,
આવે ન જાયે, જાય ન આવે, નહીં ભર્યો નહીં ઠાલો રે. સાં૦ ૪.

પૂર્ણાનંદ પોતે પુરૂષોત્તમ, અપરમ ગત છે એની રે,
એ પદ ક્ષર અક્ષરની ઉપર તમે જો જો ચિતમાં ચેતી રે. સાં૦ ૫.

(સ્વ. કવિ દયાદામ)

---

## ૫૨.

વ્હાલાં ! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ,
પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જો, વ્હાલાં ! (ટેક.)

આશાનો જડેલ રૂડો માંડવો રે લોલ,
ગુંથી સૌભાગ્ય કેરી વેલ્ય જો. વ્હાલાં૦ ૧.

આવો પીયૂષ પાઉં ઊરનાં રે લોલ,
નેત્ર માંહીં આંજું રૂડાં તેજ જો. વ્હાલાં૦ ૨.

પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ,
શોભાના બંધાવું હું હિંદોળ જો. વ્હાલાં૦ ૩.
પ્રભુની કરૂણા કલાશાં આવજો રે લોલ,
હસજો કંઈ બાલ ઉંડા હાસ જો. વ્હાલાં૦ ૪.

(ન્હાનાલાલ કવિ)

---

## ૫૩.

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો,
તારા ગજરાનો આપીશું મજરો. (ટેક.)

તારા ગજરાનું આપીશું મૂલ,
માંહીં ગુંથજે ગુલાબનું ફૂલ,
જેતું કહીશ તે કરશું કબૂલ. માલણ. ૧.

જેવી તારી હોય ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઈ,
કાંઈ બાકી ન રાખીશ બાઈ. માલણ. ૨.

એવી કરજે કારીગરી એમાં,
જુગ્તિ હોય જોવા જેવી જેમાં,
મોહ પામે મુનિવર તેમાં. માલણ. ૩.

વર લાડકડાને કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતિને છાજે. માલણ. ૪.

એમાં જુગતી જોવા જોગ જાણી,
જુએ અંગમાં ઉમંગ આણી,
રીઝે રાજા અને વળી રાણી. માલણ. ૫.

તને આપીશ હીરાનો હાર,
વળી સોળ સારા શણુગાર,
ઉપર હેમની મોહોરો હજાર. માલણ. ૬.

કવિતાની કિંમત ઉર આણુ,
એજ ગજરાનું મૂલ પ્રમાણુ,
દાખે દલપત બીજા શું જાણુ. માલણ. ૭.

(સ્વ. કવિ દલપતરામ ડાહ્યાભાઈ)

---

## ૫૪.

( વ્હાલા રહોની વેગળારે એ રાહ )

ભજીયે તુજને ભવાની ભાવથી રે,
ભવ તારો પતિવ્રત નાવથી રે,
શોભે અબળા તણા અવતાર રે, મા ભજીયે૦ (ટેક),

સાર સંસાર કેરો સતીપણું રે,
પરમાર્થનું બીજ રૂડું ઘણું રે,
પતિવ્રતનો પ્રતાપ અપાર રે, મા ભજીયે. ૧.

બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર દેવથી રે,
સતિયો સબળી નિગમે કથી રે,
પતિ પૂજનમાં જેને પ્યાર રે, મા ભજીએ. ૨.

સાચો ઉદય થશે તેજ દેશનો રે,
પુરો પ્રેમ તે પામે મહેશનો રે,
જ્યાં પ્રકટે પતિવ્રતા નાર રે, મા ભજીયે. ૩.

અનસૂયા, મદાલસા, જાનકી રે,
હરિશ્ચંદ્રની રાણી તારામતી રે,
થયાં ત્રિભુવનનાં શણગાર રે, મા ભજીયે. ૪.

સાચા ટેક ભરેલી સીમંતિની રે,
સતિયો હતી ભારત ભૂમિની રે,
નામ ગણુતાં ન આવે પાર રે, મા ભજીયે. ૫.

દમયન્તિ જેવી સાચી સાધવી રે,
આર્ય ભૂમિમાં પૂર્વ થતી હવી રે,
જેથી યમ કળિ પામ્યા હાર રે, મા ભજીયે. ૬.

માજી અજ્ઞાન ટાળો અમતણું રે,
આર્ય નારીમાં વ્યાપો સતીપણું રે,
નમી નગીન કરે નમસ્કાર રે, મા ભજીએ. ૭.

( શ્રીયુત નગીનદાસ પુ. સંઘવી ).

---

## ૫૫.

( ઓધવ નંદનો છોરો તે નમેરો થયોજો, એ રાહ )

અમારૂં પદ કો ન પામ્યું કોટિ લાખમાં જો;
અમારે ઓછું રહ્યું શું અભિલાખમાં જો. ( ટેક ).

જીવન જગતનું અમ પાસ આપો આપ છે જો,
કેવળ પ્રેમ પુરૂષનો ( બધો ) પ્રતાપ છે જો. ૧.

* મુકી ઉદ્ધવ અમને તે કયાંય જાય ના જો,
બોલ્યું અમારૂં તમો પરખાય ના જો. ૨.

* અમો જેને વિયોગે આંસું પાડીયે જો,
ઉદ્ધવ કહો તો તે પુરૂષ દેખાડીએ જો. ૩.

ઘડી બેમાં વાંસલડી વાગશે જો,
વ્હાલો અમ પાસે આવી કાંઈ માગશે જો. ૪.

* એમ કહેતાં સઉ મને મગ્ન થઇ ગઈ જો,
ઉદ્ધવ જોય છે ને પ્રેમ સમાધિ થઈ જો. ૫.
મિથ્યા શીદ હું ફુલું છું જ્ઞાન ગાથમાં જો ?

હરિ દીસે છે ઇયોના હાથમાં જો. ૬.
પરમ પ્રાણપ્યારી એ અવિનાશની જો,
એ છે સર્વ સ્વામીનીઓ દયા દાસની જો. ૭.

**( સ્વ. કવિશ્રી દયારામ. )**

---

## ૫૬.

### એક જિજ્ઞાસુ સ્ત્રીનું પોતાના બ્રહ્મનિષ્ઠ પતિ પાસેનું માગણું.

( સાહેબા સલુણા ન્હાની નણદલના વીરા એ રાહ ).

જ્ઞાનના પ્રકાશ મારા અંતરના હીરલા,
વિવિધ વિવિધ શાસ્ત્રતણાં જ્ઞાનને ભણાવો,
મ્હારા વહાલમા, વિવિધ વિવિધ૦
સરખી સાહેલી વિદુષી હાંસી કરે છે,

---

* ગોપીઓના પ્રેમની આ પરાકાષ્ટા છે. આનું વર્ણન કરતાં મહાત્મા કબીરે કહ્યું છે કેઃ—क्या कहेते हो कबीर कबीर, जाके देखो जमुना तीर। एक एक गोपीके प्रेममे, बह गये कोट कबीर ॥

લાજી મરૂં છું બાઈ, મુરખી સહુ કહે છે બાઈ,
વહેલી વહેલી વિદુષી બનાવો મ્હારા વહાલમા ( ૨ )

હીરા ને હેમનાં શણગાર ન ગમે વ્હાલમા,
મોંઘેરા તે વસ્ત્ર ના અપાવો,
નવસેરો જ્ઞાન તણો હાર દીયો વ્હાલમા,
સૃષ્ટિશાસ્ત્ર ભૂષણો ઘડાવો,
જોગવાઈ જાસતી જો હોય મ્હારા વ્હાલમા,
વિશ્વપાઠશાળમાં પઢાવો,
જ્ઞાની પતિને બાઈ ઝાઝું તે શું કહીયે.
જ્ઞાનના આનંદે મન વાળીને રહીએ. જ્ઞાનના૦ ૧.

કર્મ, ભકિત, જ્ઞાનતણું જ્ઞાન દીયો વ્હાલમા,
સ્વાર્થ ને પરાર્થને શીખાવો,
જીવ, જગત, ઈશ, બ્રહ્મ, આત્મજ્ઞાન વ્હાલમા,
પરમલક્ષ્ય મર્મને બતાવો,
વિવિધ સુલભ મોક્ષના ઉપાય કહો વ્હાલમા,
ત્રિવિધ તાપ અગ્નિથી બચાવો,
બ્રહ્મનિષ્ટ સ્વામિને તે ઝાઝું શું કહીયે,
વિશ્વતણાં પરમ સત્ય સમજીને લહીએ. જ્ઞાનના૦ ૨.

( બરવે ).

---

## ૫૭.

## વીરને તેની સતિ પત્નિનું આશ્વાસન. *

( આવજો આવજો જમુના ઘાટ ત્યાં મળીશું, એ રાહ )

સ્વામી મળી શું આપણ સાથ ત્યાં મળીશું
સ્વામી આપણ બંને સાથ ત્યાં મળીશું ( ટેક ).

સહુ સતી નિજ પતિની સાથે, નંદનવનમાં સંચરી રે,
સુલોચના જયમ ઇન્દ્રજીતની સાથ,
આપણ નાથ ત્યાં જઈ શું, સ્વામી મળીશું આપણ૦ ૧.

---

* વર્તમાન રણજંગમાં બ્રીટન મહારાજ્યની સેવા અર્થે વિદાય થતા ભારતના રાજ્યભક્ત વીરો, હિંદથી વિદાય થતાં, તેમની સતિપત્નિઓએ આપેલું આશ્વાસન.

વેગે વહેલા સંચરો ને, પાછળ પાછળ આવું વહાલા,
નિર્ભય થઇને તરજો જગના ઘાટ,
જગને માટ ત્યાં મળીશું; સ્વામી મળીશું આપણ સાથ, ત્યાં૦ ૨.

વેગે રણ યજ્ઞે વાધો કહો તો સાથે આવું વહાલા,
મનમાં કંઇ પણ ધરશો નહિં ઉચ્ચાટ, નિશ્ચય સાથ ત્યાં મળીશું.
સ્વામી મળીશું આપણુ સાથ ત્યાં૦ ૩.

જન સૌ દુખિયાં વધતાં જાયે, સુખીયાં કો નવ દીસે વ્હાલા.
નન્દનવન સમ, સુખીયાં માનવ માટ,
( વ્હાલા બ્રિટાનીયાને કાજ )
નિશ્ચય સાથ ત્યાં મળીશું, સ્વામી મળશું આપણુ સાથ, ત્યાં૦ ૪.

( બરવે ).

---

૫૮.

ખીલી રસીલી શી પેલી ફૂલવાડીઓ,
કળી નવરંગી રસાળી રે,
ઝુલે હીંચોળે જુઓ રસીક ડાળીએ.
આનંદે રમતી નીહાળી રે--ખીલી રસીલી શી૦ (ટેક)

( બાખી ) વન સુંદરી શણુગારીને, ચાલી સાસર વાસ,
વસંત વરને વીનવે, ધરતી મન ઉલ્લાસ.
રસવંતી ફૂલ કળીયો દે સુગંધી દાન,
ભુલે રસભોગી જો ભમરાઓ ભાન.
મીઠી સુગંધીએ રીઝે દિલ જાણુ,
આનંદે આવે તનમાં ખાસતાન.
પેલી વેલી જો જો બેન સૈયર સાથે રે,
રમે રાખી નીચાં નેણુ વળગી વાતે રે,
નવરંગી સજીને શણુગાર, સખીઓ રંગે રમે,
ખુશ રંગે ભમે,
સદ્ગુણી બનીને સૌ બાળ, આજ રૂડા
ગરબે રમો સૌ હેતે તમે–ખીલી૦

સ્વ. ઝીણીબાઈ પુરૂષોત્તમ.

## ૫૯.

(આંખડલી અણીયાળી રે જરા નચાવ, એ રાહ)

સાહેલડી સુખીયારી રે, ચાલો પાણી લેવા પનિહારી.
હાંરે ઝૂલતી રે જાણું ઝાડોની નાજુક ડાળી.
માથે ઉઢોણુ સખી સરખાં થઈ મુકી.
ગાગર કમર પર ઢાળી રે ચાલો પાણી લેવા પનીહારી. ૧.

દોરી રસીલી હાથે ખેંચીને સજની,
ખીંચો કુવાનાં પાણી રે, ચાલો પાણી૦ ૨.

બેડું ચઢાવી શીરે સુંદરીઓ શોભતી.
ચંચળ ચતુરા ચાલી રે, ચાલો પાણી૦ ૩.

ઝાંઝરનો ઝમકાર જુઓ સજની,
વિવેક ઘુંમટ વાળી રે, ચાલો૦ ૪.

સ્વ૦ ઝીણીબાઈ પુરૂષોતમ.

---

## ૬૦.

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મૂરતી મારૂં મન લોભાણું જી.
મારૂં મન લોભાણું જી, દેખી તાહરી૦ (ટેક)

કરૂણા નાગર કરૂણા સાગર કાયા કંચન વાન,
ધોરી લંછન પાઉલે કંઈ ધનુષ પાંચસેં માન. માતા૦ ૧.

ત્રિગડે બેશી ધર્મ કહંતા, સુણે પર્ખદા બાર,
જોજન ગામિની વાણી મીઠી, વરસંતી જળધાર, માતા૦ ૨.

ઉરવશી રૂડી અપછરાને, રામા છે મનરંગ,
પાયે નેપુર રણઝણે, કંઈ કરતી નાટારંગ, માતા૦ ૩.

તુંહી બ્રહ્મા, તુંહી વિધાતા, તું જગ તારણહાર,
તુજ સરિખો નહીં દેવ જગતમાં, રડવડીઆ આધાર. માતા૦ ૪.

તુંહી ભ્રાતા, તુંહી ત્રાતા, તુંજ જગતનો દેવ,
સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા૦ ૫.

શ્રી સિધ્ધાચળ તીરથ કેરો, રાજા રિષભ જીણંદ,
કીર્તિ કરે માણક મુની તાહરી, ટાળો ભવભય ફંદ, માતા૦ ૬.

(જૈન સ્તવન).

## ૬૧.

વિમળાચળ વાસી મારા વ્હાલા સેવકને વિસારો નહીં
એ વિસારો નહીં.
જળ વીણુ મીન દુઃખ અતિ પામે જીણંદ આપ જાણો સહી
એ જાણો સહી.

દુઃખ હરનારા, ભવિજન પ્યારા, શરણે છું મહારાજ,
ચાર ચોર કેડે મુજ પડીયા, પુન્ય રતનને કાજ.
પ્રભુજી પુન્ય રતનને કાજ, સેવકને વિસારો નહીં. ૧.

પાપી ચંડાળો પકડી મુજ, માલ હરી લેનાર,
પ્રભુજી જો મુજ વારે આવો, તો છું ઉગરનાર, સેવક૦ ૨.

જનમ મરણનાં દુઃખ વેઠ્યાં બહુ, તોપણ નાવ્યો પાર,
તે દુઃખને દુર કરવા કારણ, આવ્યો તુમ દરબાર. સેવક૦ ૩.

અરજી ઉરધરી, નેહ નજર કરી, સેવકની કરો સાર,
કૃપા તણા હે ! સિંધુ તમ વિણુ કોણુ ઉતારે પાર. સેવક ૪.

ભવ દુઃખ ભંજન ભગવત કરો મમ કઠણુ કરમનો નાશ,
પદ પંકજ કહે પ્રાણુ મધૂકર, પૂરો મનની આશ. સેવક૦ ૫.

( પ્રાણસુખ માનચંદ ).

---

## ૬૨.

## રાહમિશ્ર.

સંગ રમો રંગે આનંદ દિલ ધરી–ધરી રે રમો રંગે૦
ગાવો ગરબી સખી ઉમંગથી ફરી રે, રમો રંગે આનંદ૦

કુદરતનું નવું સાલ ખુશખુશાલ ગાજે,
સૂર્ય રાજ મેષ રાસ તખત પર બિરાજે,
માગી મનની મુરાદ તે ખુદા નિવાજે,
દિલનાં દુખડાં સહૂ હરી–હરી રે રમો રંગે આનંદ૦

ભલેં આવી–ભલેં લાવી રે,
ખુબીવંત ઓ વસંત થાળ હાથમાં ધરી,
હાથમાં ધરી નવરસ ન્યામતો ભરી (૨) ખુબીવંત૦

સૃષ્ટીનું નવલ સાલ સબળ લાભકારી,
નવલ કળી નવલ પાન, સબળ ઠાઠ ભારી;
ફલક ખલક રિઝે સાથ હરખ દિલ ભરી (૨) ખુબીવંત૦

આંબે મ્હોરો ઝુમખે ઝુલતા રે લોલ,
દ્રાક્ષોથી માંડવ બહુ ફૂલતા રે બોલ,
રંગો ફૂલોના ખૂલતા. આંબે મ્હોરો૦ ૧.

સારા સગનો આ નવરોજના રે લોલ,
દે સહુને દરસ તે ફિરોજના રે લોલ,
ફળજો વચનો ફિરોજના. આંબે મ્હોરો૦ ૨.

(સ્વ૦ કવિ ફિરોજશા રૂસ્તમજી બાટલીવાલા.)

---

## ૬૩.

## મિશ્રરાહ.

સજની રૂડી ફૂલવાડી શોભતી રે લોલ,
રસીક જ્ઞાનવાડી મંગળમય હીંચતી રે લોલ,
ચાલો સજની ઉપવન સહુ નીરખીએ રે લોલ.
આ જો ફુલડાં મધુરાં રે, સખી કેવાં ખીલી નીકલે,
એ તો વહલાં બહુ લાગે રે, રસિક રંગે ઉઘડે.
તરૂવર સહુ શાં, લીલાં લહેર રંગોમાં.
સહુ હીંચંતાં ઝુલી નીચી ડાળીમાં.
ફુલડાં ચુંટીએ રે ફુલવાડીનાં, લીલી લહેર ડાળીમાં.
ફુલડાં ચુંટીએ રે સહુ પંચભેળી,
ગુલાબ, જાુઈ જો અલબેલી,

(સાખી) આ નિશાળ ઉપવન સમી, એની સમજ તું મંન,
વિધ વિધ તરૂવરો, જ્ઞાન કુસુમને સુંધ.
સજની રૂડી ફૂલવાડી શોભતી રે લોલ,
રસિક જ્ઞાની ઉત્સવમાંહી આવીને બીરાજ્યા રે લોલ.
ચાલો સજની કુસુમથી વધાવીએ રે લોલ.

(બરવે)

---

## ૬૪.

સુંદર શામળીયા, નામ જપીશ નિત તાહરૂં,
મનહર ના મળીયા, કાશી કરવત ધારૂં, સુંદર૦
શામળા શણુગાર હમારા, કાળજનું હયું કામણગારા,
વીનવે કરગરી દિન દારા, દર્શ ધો દિલદાર તમારા,
કયાં હું કહું દુઃખ મારૂં, સુંદર શામળીયા૦ ૧
આસ પાસ નહીં વાસ નિહાળું, અહહ ત્રિભૂવન ભાસતું કાળું,
નિરખું નહિં કદિ મુખડું રસાળું, જઈ હિમાલય ગાત્ર હું ગાળું,
સાક્ષી દેવ દયાળુ, સુંદર શામળીયા૦ ૨

**(સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજી)**

---

## ૬૫.

(ઓધવજી સંદેશો કહેજો શામને એ રાહ)

આવો આવો વ્હાલાં ! સાથે ઉડીએ,
ભોગવવાને કંઈ દિવ્ય વિલાસ જો,
ઉંચા ઉંચા તેજોમય આકાશ છે,
ઉંચા ઉંચા આત્માનો અભિલાષ જો. આવો૦ ૧

એકલવાયાં ઉડવું મુજને ના ગમે,
ચાહે આત્મા સ્નેહીના સહચાર જો,
ઊણાં ઊણાં સુખ સહુ મુજને લાગતાં,
સ્નેહી જન ના સાથે ભોગવનાર જો. આવો૦ ૨

મ્હારાં છો ને રહેશો મ્હારાં સર્વદા,
બાંધ્યા પ્રભુએ સ્નેહ ભર્યા સંબંધ જો,
વિધિ નિર્મ્યા સંબંધો કરવાં સાર્થકાં,
સંચરીએ ના સાથે વ્યોમ અનન્ત જો. આવો૦ ૩

**(ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાના સ્નેહાંકુર.)**

---

## ૬૬.

(રાહ ઉપર પ્રમાણે.)

ઝીણું ઝીણું જીવન ઝરણું એકલું,
સરતું કરતું સ્વચ્છન્દે વિહાર જો,
ન્હાનકડી નિજ સૃષ્ટિમાં એ મ્હાલતું
ન્હોતી એને અન્ય કંઈ દરકાર જો ૧

એવા એના સુખમય દિન ચાલ્યા ગયા,
એકલવાયું જીવન લાગ્યું ન્યૂન જો,
બેલડી બનવા ઉર એનું તલસ્યાં કરે,
તલસે કરવા અધુરાં જીવન પૂર્ણ જો. ૨

સમભાગી કો જીવન ઝરણું ત્યાં મળ્યું,
અભિલખતું એ સહચારીનાં સ્નેહ જો,
ભેળાયાં જલ એ જીવન ઝરણાં તણાં,
જુદાં ટીટી એક બન્યાં બે વ્હેણ જો. ૩

( ચન્દ્રશંકરના સ્નેહાંકુર. )

---

૬૭.

( રાહ ઉપર પ્રમાણે. )

ખોલો ખોલો વ્હાલાં ! દ્વારો ઉરનાં,
બોલો બોલો અન્તરની સહુ વાત જો;
પોતાનાંની પાસે પડદો ના ઘટે,
તમ સુખદુઃખે વ્હાલાં ! મ્હારો ભાગ જો. ૧

ઉરસરિતે પુર આવ્યાં ભારે ભાવનાં,
રોકો કાં એ કુદરતના (જ) પ્રવાહ જો,
વ્હેવા ઘો વ્હેવા ઘો છુટાં પૂરને,
રોક્યાં ના એ આપણથી રોકાય જો. ૨

ભાવ ભર્યું હૈયું ખાલી થાવા ચહે,
તો મુજ વ્હાલાં ! શાને આ સંકોચ જો;
ભાર હૃદયનો ઉર ઉઘડયે ઓછો થશે,
થાશે વ્હાલાં ! ઉભય ઉરે સંતોષ જો. ૩

( સા૦ ચન્દ્રશંકરના સ્નેહાંકુર )

---

૬૮.

( પુનમ ચાંદનીની રાહ )

ગુણીયલ બ્હેની ! ચાલો જઇએ જગઉદ્યાનમાં રે.
લ્હાવો મળશે ચિતને, શાંતિ સુખ અનૂપ,
વિધવિધ જાતી પુષ્પો, ઈશ કૃતિના ન્યાળ શું રે.

જગવાડી ખીલી રહી, વિધવિધ રંગ ભરેલ,
વૃક્ષ, પુષ્પ, ફળ શોભતાં, સગુણ સુગંધની રેલ,
સ્નેહે લેશું બ્હેનો ! શુદ્ધ પરાગ સુહાસ્યથી રે,
કરશું ઉર આનંદે, પ્રભુ મહિમાનાં ગાન. ગુણીયલ૦ ૧

વિચાર વાડી ખેડીને, જઈશું આપણ બ્હેન,
નીતિ બીજને રોપીશું, કરશું પછીથી ચેન,
અંકુર પ્રેમતણાં ઉગશે, બ્હેની તે ન્યાળશું રે,
ઉર ઉમંગતણું સીંચીને નિર્મળ નીર. ગુણીયલ૦ ૨

ધૃતિ, રતિને ઉર રાખતાં જોશું ફળની વાટ,
યત્ને શૂરાં રહી સદા, વિલાવશું જ ઉચાટ,
જોઇશું સ્નેહે બ્હેની, વળી વળી જગમાં સૌ ફરી રે,
કેવી વૃદ્ધિ થઈ છે આપણ અંકુર માંહ્ય. ગુણીયલ૦ ૩

પ્રેમાંકુર ફૂટ્યાં સખી ! નીતિ પત્રો સોય,
શાંતિ છાયા ત્યાં વળી, આનંદ કરતી તોય,
પતિ ભક્તિની કલિકા, નાજુક આ શોભી રહી રે,
ખીલ્યું પ્રેમ કુસુમ હૃદયે, ઉગતાં સુખ સૂર્ય. ગુણીયલ૦ ૪

પ્રેમ કુસુમને ચુંટીને લેશું હર્ષે હાથ,
સૌનો શુદ્ધ પરાગથી, કરશું જગમાં સાથ,
પ્રેમી ફૂલ તણી પાંખડીઓ વેરી સૃષ્ટિમાં રે
હર્ષે પતિસહ જઇશું પ્રભુ પૂજનને કાજ; ગુણીયલ૦ ૫

( સ્વ. સૌ. ગોદાવરીબાઈ-ત્રિભુવનતનયા )

---

૬૯.

( રાસડાને મળતી રાહ )

માનુની માનજો શીખને રે, છે સારી આ શીખ,
હીત છે રે, સાહેલી રે કંથને, માનોની બેન,
તેથી સુયશ જગમાંહી થશે- ( ટેક )

વહાણામાં વ્હેલાં ઉઠીએ રે, લઇ પ્રભુનું નામ,
સુખધામ રે...... સાહેલી રે ૧

ગૃહકામ પ્રીતથી કીજીએ રે, કરી આળસ દૂર,
થઈ શૂર રે...... સાહેલી રે ૨

પાક પકવાન પણ પ્રીતથી રે, શીખો રૂડી રે રીત.
દઈ ચીત્ત રે...... સાહેલી રે ૩

વ્રત ઉપવાસને તીર્થો રે કરો આજ્ઞાથી બેન
નાથની રે...... સાહેલી રે ૪

વસ્ત્રાભૂષણને માટે રે કરો કલેશ નહીં બેન,
દુઃખ દેણ રે...... સાહેલી રે ૫

સંતોષ રાખી ચિત્તમાં રે રહો શાંતિથી રોજ,
તોજ મોજ રે...... સાહેલી રે ૬

પતિને પ્રભૂ ગણી પૂજીએ રે, પુરો આણીને પ્યાર,
એજ સાર રે...... સાહેલી રે ૭

સુખ દુઃખમાં પણ નાથની રે કરો સરખી સંભાળ,
ટેકથી રે...... સાહેલી રે ૮

આજ્ઞા અહરનિશ માનવીરે, ફરમાવી જે હોય,
તોજ નાથ રે...... સાહેલી રે ૯

અવગુણ હોય કદિ નાથ ના રે નવગણીએ લગાર,
ચિતમાંહય રે...... સાહેલી રે ૧૦

પેહેરવું ઓઢવું રીતથી રે, કરી વખત વિચાર,
સાદાઈથી રે...... સાહેલી રે ૧૧

રંક ઉપર દયા રાખવી રે, કરો શક્તિથી દાન
દીનને રે...... સાહેલી રે ૧૨

નિર્મળ નામ પ્રભુજી તણું રે, બેન સ્મરીએ સદાય,
સુખ થાય રે...... સાહેલી રે ૧૩

પ્રાણ સમાન શીયળ જાણીએ રે, નહીં તજીયેં કદાય,
શીર જાય રે...... સાહેલી રે ૧૪

ઉત્તમ સાધન એજ છે રે, પતિ સેવા સદાય,
જો સધાય રે...... સાહેલી રે ૧૫

ત્રિભુવન તનયા પ્રેમથી રે, પ્રભુ ચરણ નમી,
નેમથી રે...... સાહેલી રે ૧૬.

( સ્વ.સૌ. ગોદાવરીબાઈ–ત્રિભુવનતનયા ).

---

## ૭૦.

## બ્રહ્મનાદ ગર્જન.

શો બ્રહ્મનાદ ગાજે (૨), રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં
અનેક રૂપે રાચીએ, અનંત કોટિ અંડમાં. શો૦

(સાખી) બીજ રૂપે રહી વૃક્ષમાં, પીએ ભુમિ રસ સાર,
ભુતળ જળે ઊંડા જળે, પણ વસી એ અંધાર,
દેહ ભૂતમાંહી દેવ રૂપેં મનાઇએ,
તેજમાંહી તત્ત્વ બની તેજમાં શમાઇયેં,
શુન્યમાંહી શબ્દે છવાઇએ, શો બ્રહ્મનાદ૦ ૧

(સાખી) સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સ્થળ એવું નહી હોય.
કરીએ ક્રીડા નવ અમે, અણુમાં પણ અણુ હોય,
અનેક રૂપેં રાચીએ, અનંત કોટિ અંડમાં. શો બ્રહ્મનાદ૦ ૨

(મોરબી નાટક કંપની).

---

## ૭૧.

## ગોફ ગુંથવા માટે ગીત.

(ગોફ ગુંથતી વખતે)

ખુબી અનંત આ અખીલ ખેલમાં રહી,
ગોફ ગુંથો રમતાં રંગીલાં, ઉમંગે અતિ
હરતાં ફરતાં ફરો તાળી દઈ.

આવો પ્રેમેથી બાળા, પાડી ગાળા, ગુંથો માળા, ફૂલ બ્હારમાં,
વાગે ધનનન ઘૂઘરીનો તાલ, ચાલ વ્હેલી સાહેલડી,
નીતિ ગુંથણીનો ગોફ તું નીહાળ, ઓઢી નેક ચુંદલડી,
આ વિવેકનો તો ઘુંમટ ઓઢી, ફરોને ફુંદડી બ્હેની રે,
આ શીયળ ગુંથણુ સાચું કરીને સુખડું ઓઢી લેની
ચાલ વ્હેલી સાહેલડી, નીતિ ગુંથણીનો ગોફ તું નીહાળ.
ઓઢી નેક ચુંદલડી

(ગોફ છોડતી વખતે).

છોડો સરખી સાહેલી, ફરો ફરતી અલબેલી,
કરો રંગોને ન્યારાં સુંદર આ વાર,
ઝુકી જુવતીની જોડી, રમો રંગો વિછોડી,
સખી હરખાતી ચાલો ચતુરા સુચાલ,

ચાલો ચાલો બેહેની લ્યો સરખી, ઊમંગે તાલ,
હરતાં ને ફરતાં સૌ રહે જો ખુશાલ.
અરે, છોડો આવાર ગોફ ગુંથેલો બાળ,
જાણે ગુંથ્યો સંસાર સખી, બાળ બાગ ન્યાળ. (૩)

(સ્વ૦ ઝીણીબાઈ પુરૂષોત્તમ).

---

## ૭૨.

## સંસાર અને પરમાર્થનું લક્ષ્ય.

ગાઓ ગાઓ મનહર ગુણમય ગીત રે,
આનંદ દીન આજ છે રે લોલ.
ગાઓ ગાઓ, મધુર નવીન પ્રભુ ગીત રે.
આનંદ દીન આજ છે રે લોલ.

શુદ્ધ ચિત્ત રાખો, સંસાર સ્વાદ ચાખો,
દયા દાન દાખો, ,, ,, ,,
રાજ્યભકિત રાખો, ,, ,, ,,
પ્રભૂ પ્રીતિ રાખો, ,, ,, ,, ગાઓ૦ ૧
લક્ષ્ય ધ્યાન રાખો, સંસાર સ્વાદ ચાખો,
સ્નેહ સંપ દાખો, ,, ,, ,,
જ્ઞાન પ્રીતિ રાખો, ,, ,, ,,
કર્મ યોગ પાળો, ,, ,, ,, ગાઓ૦ ૨
અનિત્ય નિત્ય ભાળો, પરમાર્થ જીવન ગાળો,
આત્મ બ્રહ્મ ભાળો, ,, ,, ,,
આત્મ તૃપ્ત થાઓ, ,, ,, ,,
આનંદ યોગ પાળો, ,, ,, ,, ગાઓ૦ ૩

બરવે.

---

## ૭૩.

## મીરાંનો પ્રભુમય શણગાર.

અમો અબળાને મોટી મીરાંસ બાઇ
શામળીયો ઘરાણું મારૂં સાચું રે— અમો૦ (ટેક)
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મ્હારે હૈયે રે,
ચીતમાળા ચતુરભુજ ચુડલો, શીદ સોની ઘેર જઇએ રે. અમો૦ ૧

ઝાંઝરીયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે
વિછુવા ઘુઘરા રામ નારાયણના, અણવટ અંતર જામી રે. અમો૦ ૨
પેટી ઘડાવું પુરૂષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે
કુંચી કરાવું કરૂણાનંદ કેરી, તેમાં ધરાણું મ્હારૂં મુકયું રે. અમો૦ ૩
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કંઇ કાચું રે,
**બાઈ મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર, હરિને ચરણે જાશું રે. અમો૦ ૪

(**મીરાંબાઈ**)

---

## ૭૪.

( ઓધવજી સંદેશો કહેજો, એ રાહ )

વાંસલડીએ ઘેલી રાધાને કરી
મધુરી વાગે, પણ નવ દીસે કહાન જો ! (ટેક)
વાંસલડી કહે શુણ ઓ રાધા બ્હાવરી,
અલખ મૂખ ન્હિડ કરૂં છું હું લખ ગાન જો ! વાંસ૦ ૧
અલખ પ્રીતડી જગાડું તુજ હઇડા વિષે,
અલખ કહાનની વનમાં ન જડે વાટ જો ! વાંસ૦ ૨
અલખની જોગણ ! અલખ જોગ ધરી જાગજે,
જગવ અલખ રતિ જમુનાજીને ઘાટ જો ! વાંસ૦ ૩

( **સરસ્વતિચન્દ્ર, ભાગ ૩** ).

---

## ૭૫.

( ઓધવ નંદનો છોરો તે નમેરો. એ રાહ )

વ્હાલા ! ભૂલમાં અદ્વૈત વાત આપણી જો !
જોગી જ્ઞાની જપે છે રસબાવની જો ! વ્હાલા૦ ૧
માયા લક્ષ્ય ને પુરૂષ તે અલક્ષ્ય છે જો !
એની ગાંઠથી સંસાર આ સમક્ષ છે જો. વ્હાલા૦ ૨
એના સ્નેહનું અદ્વૈત રસ પૂરમાં જો !
માયા વળગી રહી જ બ્રહ્મ ઊરમાં જો. વ્હાલા૦ ૩
વ્હાલા ! પ્રીત તણી રીત એવી જાણજે જો !
અલખ જ્ઞાની ! લખ લાખ રસ માણજે જો ! વ્હાલા૦ ૪

( **સરસ્વતિચન્દ ભાગ ૩** ).

## ૭૬.

(મારારે સ્વામી મારાથી છોટા, એ રાહ).

બ્હેની! રીતિ પ્રીતિની આદરજો,
મોટું મન રાખીને આચરજો,
સુખી સહુ જનને તમ્હેં કરજો, બ્હેની! ૧

દ્વેષી જન દ્વેષ ભલે ધરતાં,
કલેશી પ્રાણી કલેશમાં છો મરતાં,
તમ્હેં દ્વેષ લેશ નહીં કરતાં. બ્હેની! ૨

નથી કાંઈ લેઈ જાવું સાથે,
જાવાનું છે સૌને ખાલી હાથે,
તો પછી કંકાસ શા માટે? બ્હેની! ૩

સ્નેહી સાથે ઘડીનું રહેવાનું,
ત્હેમાં શાને લઢવા ને વઢવાનું?
ભલાઈનું લ્યોને કરી લ્હાણું. બ્હેની! ૪

મોટું મન રાખી જો ગમ ખાશો.
સુખી સૌને કરીને સુખી થાશો,
મંત્ર છે સુખનો એ સાચો. બ્હેની! ૫

**(ચંન્દ્રશંકર નર્મદાશંકરના સ્નેહાંકુર).**

---

## ૭૭.

(કહાં ગયોરે પેલો મોરલીવાળો, એ રાહ)

પ્રિય! મ્હારી તું મધુરી સાકર,
જ્યાં ત્યાં લાગે મીઠી રે,
અનુપમ ત્હારી મીઠાશ જ વ્હાલી!
નવ તવ સમ કોઈ દીઠી રે. પ્રિય૦ ૧.

દેહે મધુરી હૃદયે મધુરી,
મધુરી મધુરી સહુ અંગે રે,
મધુર તું હોઈ મધુર બનાવે,
જે આવે તુજ સંગે રે. પ્રિય૦ ૨.

મધુર પદાર્થનું સત્વ ગ્રહીને,
કરી ત્હેમાં કાંઈ પૂર્તિ રે,

શું વિધિએ નિર્મી માધુર્યની,
રમ્ય મધુરી મૂર્તિ રે, પ્રિય૦ ૩.
આસ્વાદન કરી રસનું ત્હારા,
નવ કદી હું તો ધરાઉં રે,
માટે મધુરી! માગું એટલું,
"ત્વન્મય, ત્વન્મય થાઉં રે." પ્રિય૦ ૪.

**( ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયાના સ્નેહાંકુર ).**

---

## ૭૮.

( ક્યાં ગયો રે પેલો મોરલી વાળો, એ રાહ )

જેને પીયુ મળવાનો પ્રેમ હોય તે આવો દેશ અમા રે જો,
આડું અર્ણવે ઉતરી નાવડું આવે છે આ આરે જો.
દુર બતાવે નાથને તેને પ્રકટ પાસ દેખાડું જો,
એક સદ્‌ગુરૂની કૃપાવડે તેને બ્રહ્મલોક પ્હોચાડું જો.
એક અચરજ મ્હારા દેશમાં ગૌવાં ને સિંહ રમે ભેળાં જો,
અવળાનાં સવળાં થયાં, કરમદીયે લાગ્યાં કેળાં જો,
એક સદા પુનમ મ્હારા દેશમાં, અમાસ ભુવન નવ આવે જો,
શીત ને તાપ વ્યાપે નહી, એક બકરો બળદને ધાવે જો.
એક અમૃતરૂપ મ્હારા દેશમાં, તેના ભોગદાર ત્રિપુરારિ જો,
ભરે વારિ દોરિ ગાગર વિના સુરતા સોહાગણ પણીયારી જો.
એક અઝર ઝડે પર્જન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો,
પ્હોડ્યા હંસરાય ચોતરે તેને અંગે ન અડકે ફોરાં જો.
કંઠ વિના એક ગાય નાયકા, ચરણ વિના તે ચાલે જો;
એક ધીર સખી પીયુ પાસ રમે, મહાનંદ સુખ મ્હાલે જો.

**( ધીરો ભક્ત )**

---

## ૭૯.

સાંભળની હે સજની મ્હારી કહું હું વિચારી વાણી જી
અચળ અખંડ તું શાસન કરતી અખિલ જગતની રાણી.
સમજો શાણાં રે.
વિવિધ તરૂ ને વિવિધ લતાઓ વિવિધ કુસુમ નિપજાવેજી,
આવી સમિપ સહુ નમતાં ત્હારાં અંગ અધિક શોભાવે.
સમજો શાણાં રે.

ચંદ્ર ગગનમાં વિમળ વિલસતો અમિરસવર વરસાવેજી
કલરવ કરતી કોયલડી લાવણ્ય લલિત તવ લાવે.
સમજો શાણાં રે,

મરદ મથન કરી મહાસાગરનાં રત્ન અમોલાં કાઢેજી
પ્રાપ્ત કૃપા પણ કરવા ત્હારી, ચરણ સમિપ તવ માંડે.
સમજો શાણાં રે.

અબળા પણ તું પ્રબળ પુરૂષનાં માન ઉતારે મળતાંજી
મહા મહિપના મુગટ ઉડાવે તે તવ ચરણે પડતાં
સમજો શાણાં રે.

સુર સુરવરને મુનિ મુનિવર વળી જેહને વેદ વખાણેજી
શરણાંગત ત્હેને તું કરતી એક નયનના બાણે.
સમજો શાણાં રે.

નયન વિષે કંઈ નેહ નવિન ને ચિત્ત વિષે ચતુરાઇજી
સજળ નયન પણ કેમ દીસે આ હૃદયે નિરાશા છાઈ.
સમજો શાણાં રે.

આનન દીન ને અંગ શિથિલ છે સંસાર કડવો લાગેજી
ક્યાં લગી આમનું આમજ રહેવું એ હૃદયે બહુ વાગે.
સમજો શાણાં રે.

આદર ઉદ્યમ ધારી ધિરજને જાત બતાવ તું જગનેજી
પરમ પુરૂષ પુરૂષાર્થ પતિ તે સ્હાય થશે તું સુભગને.
સમજો શાણાં રે.

( શ્રીયુત મનહર રામ હરિહર રામ મેહેતા ).

---

## ૮૦.

વટ સાવિત્રી વ્રત આજ, પૂરણ કરીએ રે;
લઈ કુમ કુમ અક્ષત હાથ, ફળતો ધરીએ રે.
છે પવિત્ર વસ્ત્રો બ્હેન, આપણ અંગે રે;
કરો પૂજન વડનું આજ સૈયર સંગે રે.
વિધિ આ વ્રત તણી રે સાચવો તમો;
તો તો મંગળ તમારૂં થાય રે, આયુષ્ય પ્યારા પતિનું રે વધારશો.
શાસ્ત્ર વિષે સુંદરતા, શી એની લખી;
તેથી તમારૂં રૂડું થાય રે. આયુષ્ય પ્યારા પતિનું રે વધારશો.
કંકણ કર વિષે કમકે તમારાં, અંબોડા શિરપર શોભે છે સારા,

એ સહુ રહેશે રૂપળાં, વ્રતની વિધિ સંભાળો.
ઝાંઝરનો ઝમકારો તમારો, લટકો ને મટકો ને ચટકો તમારો;
ખટકો હોય જો પ્યારાનો, વ્રતની વિધિ સંભાળો.

(ચંદ્રહાસ નાટક)

---

## ૮૧.

રસિકા રસીયાને રંગે રમવા રે,
શીખ આવું, આવું રે,
સુખમાં નહીં કદી છલકાવું,
સંકટ સમયે નહીં જરા અકળાવું રે. રસીકા૦

સાખી—નવલ નવલ લીલાવડે, કરવો નીજ વશ નાથ,
મંદ હાસ્યથી મન હરી, વસવું નિશદિન સાથ.

કર્મ, વચન, મનતણા ન ભૂલવો પ્રકાર,
સજવા શરીરે સખી સોળે શણગાર,
મધુર વચન, માન, રતિ,
વશ થશે એ ત્રણથી પતિ,
મધુપ ન શું ચહે માલતી,
તારે પણ માલતી થઇ મધુકરની પાસે થઇ જાવું રે. રસીકા૦

સાખી—કટી લચકતી સીંહસમ, હંસ ગતિ સમચાલ,
વક્ર દ્રષ્ટિ એ નયનની, કસ્તુરી તિલક કપાળ;

કહેની આ પાશમાંથી કેમ છુટે કંથ,
ગ્રંથ ગુંથે ગુણનો ગુણી, પેખે જો આ પંથ.
આવી કળાઓ જે નહી જાણે,
રૂપ છતાં સુખ તે કેમ માણે,
મદ ભલે અંતરમાં આણે,
સાચો વશીકરણનો આ મંત્ર છે રે,
સાધી તે ઉર ખાવું રે. રસીકા૦

(રમારણજીત).

---

## ૮૨.

પ્રેમધુની અંગમાં હાં, લલનાને લાલતણી લાગી,
શરદના ચંદ્રની આ રજની રૂડી,
રાસલીલા રમીએ ઉમંગમાં. પ્રેમધુનિ૦

વૃંદાવને કૃષ્ણ ગોપી રમ્યાં, તનમનના તાપો સરવે શમ્યા;
વહાલાનાં અમને એ સુખડાં ગમ્યાં, પ્રેમપંથી જાણે એ પ્રેમને.
હ્રદય રાગ જામ્યો ઉમંગમાં. પ્રેમધુનિ૦

વાંસલડી વાગીને હું જાગી, ભિન્નતાની ભ્રમણા રે ભાંગી,
તાલાવેલી સુંદર વરમાં રે સખી લાગી. હ્રદય રાગ૦ પ્રેમધુનિ૦

ચંદ્ર ન ચાલીશ વેગમાં, રસિકને વ્હાલી રાત,
જો ચાલીશ ઉતાવળો, તો પડશે પ્રભાત.
પીયુનાં દર્શનથી ચંદ્ર કરીશ જો ન્યારાં રે,
પળમાં તો જાશે પ્રાણ વિરહથી અમારાં રે;
રૂપેરી ચીર ભલેં ઓઢયું આ ભૂમિએ,
જેથી રહીએ પતી સંગમાં કરીશ નહી ન્યારાં રે. પ્રેમધુનિ૦

( રમારણજીત નાટક. મોરબી કંપની ).

---

## ૮૩.

( ગોરમા ગરબે રમવા આવો જો એ રાહ )

હિન્દ માતા વિલાયત કાગળ મોકલે રે
બ્રિટનિયા ! ગરબે રમવા આવો જો.
હું કેમ આવું રે ઇંગ્લંડ દેશથી રે,
આપણ વચ્ચે ઝાઝા ભેદ જો.
બ્હેની ! ભૂલશું જુના ભેદને રે
આપણે રમશું માજમ રાત જો; હિન્દમાતા૦ ૧

બ્રિટનિયા ! અમ આંગણીયે આવો જો,
બ્હેની ! હેત હૈયાનાં રેલશે, રે,
આપણે ઝીલશું સાગર સ્નેહ જો,
બાળક આપણાં રમશે ચોકમાં રે.
આપણ રમશું માઝમ રાત જો, હિન્દમાતા૦ ૨

બ્રિટનિયા ! અમ અંતરીએ આવો જો,
ન્હાવું, રહેવું, માનવ ધર્મ છે, રે,
ગૌતમ, ઇસુનાં, એવાં વેણુ જો,
તમ આવ્યે અમ મંદિર ઓપશે રે !
આપણ રમશું માઝમ રાત જો, હિન્દમાતા૦ ૩

( નર્મદાશંકર બાળાશંકર )

---

૮૪.

શારદ માત તમને
ચરણુ કમલ શીશ નામું; શારદ માત તમને૦
પ્રેમી રૂપી શુભ પુષ્પે વધાવું
હૃદય મંદીર પધરાવું, શારદ માત તમને૦
વિદ્યા જનુની મનરંજની માતા
શી ઉપમા હું આપુ શારદ માત તમને૦
ગણધર પણુ તુજને શુદ્ધ દેવી
કહીને કરે છે પ્રણામ; શારદ માત તમને૦
બાળ બુદ્ધિ તુજને વિનવું છું
વિદીત જગતની છે વાત; શારદ માત તમને૦
કા'ન નિરંતર ભાવ ભરોંસે
સંભારે દિવસને રાત. શારદા માત તમને૦

---

૮૫.

બ્હેનાં પધારો રાસ મંદિરે રે લોલ !
રાસના વિલાસ 'છે' અણુ મૂલ જો. બ્હેનાં૦ ૧
મંદિર શણગાર્યું સ્નેહ ફૂલડે રે લોલ,
સુંદર છે શબ્દ 'ના' સુવાસ જો. બ્હેનાં૦ ૨
ઝૂલે 'છે' તોરણ સુર તાલનાં રે લોલ,
ઝળકે 'છે' માણિક્ય સમ ભાવ જો. બ્હેનાં૦ ૩
નીતિ કંકુમે ભર્યું આંગણું રે લોલ,
પૂરી રંગોળી સદ્બોધ જો. બ્હેનાં૦ ૪
આશા ભરી મારી બ્હેનડી રે લોલ,
આશા ભર્યા મારા રાસ જો. બ્હેનાં૦ ૫

---

## ૮૬.

## રમ્યરજની.

( સારૂં સારૂં રે સુરત શહેરે એ રાહ )

કેવી ફરવા નીકળી આજ, રમ્ય રૂડી રજની !
શો શોભે સુંદર સાજ, વ્હાલી જો સજની !
થનથન કરતી, પગલાં ભરતી, લટકો લેતી જાયરે;
એનાં આ શુભ નખરાં જોવા મ્હારૂં મન બહુ થાય,
રમ્ય રૂડી રજની !

કેવી આ તારકમોતીની ગુંથી ચોટલે માળ રે ?
જેથી શા એના ઝગઝગતા આ આસમાની વાળ !
રમ્ય રૂડી રજની !

ચાંલ્લો ખૂબ કપાળે દીપી નાખે સ્થિર પ્રકાશ રે !
એ અમૃત મુજ આંખે પીવા ઉરમાં રાખું આશ ?
રમ્ય રૂડી રજની !

શાંત સરોવરમાં સૂવાડ્યા તારા ઊંડા છેક રે,
જ્યાં રજનીની સુંદરતાનું સ્વપ્નું જોય દરેક !
રમ્ય રૂડી રજની !

ઝીણો ઘેરો સાળુ પ્હેરી, નિડર જતી સૌ ઠામરે;
વને વિચરતી, સ્હેર ફરંતી, ફરતી સ્થળો તમામ !
રમ્ય રૂડી રજની !

ઓ રજની ! આ તારા તુજને ઉમંગથી શી જોય રે !
તું મુગ્ધાની મધુરી લેહે, જો મલકાઈ મ્હોય ?
રમ્ય રૂડી રજની !

હું પણ તારો એક થવાને ઇચ્છું છું બહુ ઉર રે;
તુજને જેથી પ્રેમે નિત્યે જોઈ રહું હું પૂર ?
રમ્ય રૂડી રજની !

સાગર કૂદે, પર્વત ઊઠે, નદી ધસે ધરી પ્રેમ રે ?
એ સૌ તુજને મળવા તલપે, હું પણ ચાહું ન કેમ !
રમ્ય રૂડી રજની !

રજની ! તુજ પ્રેમે ભિંજાઈ, અદલ હું માગું એજ રે,
તુજ ઊંડા શાંતિ–હૃદયે મુજ થજો સદાની સેજ !
રમ્ય રૂડી રજની !

( ગીતમાળા. )

## ૮૭.

સખી રમીએં રમીએં લ્યો રાસ રંગમાં
હાં—મારી સાહેલી રે, રમીએં રમીએં.
રંગમાં ને અંગમાં ઉમંગમાં હો સખી, રમીએં.
હાં— સહુ સાથે પદ ઉપાડી ફરો ફુંદડી,
ઉભય હાથે ( ૨ ) દઈ તાલ સરો સુંદરી,
તરો ગર્ભ સ્વર્ગ નવલ ભરી નેત્રમાં,
હરો નિઃસાર સંસાર, આવાર, આદ્વાર, ક્ષેત્રમાં
હે—ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં
હો સખી રમીએં રમીએં લ્યો.

હાં લસે ઉલ્લાસે ઉર, હસે હૈયામાં હર
સખી દેવોનાં દેવ સખી સંગમાં--
સખી શું તારૂં રૂપ, રચ્યું તાનેં અનૂપ, જગત જંગમાં,
અહો શોભે છે આજ, સુંદરીનો સમાજ, બને અંતરનો
પાજ, સખી અશ્રુ શિરતાજ, સખી દીપંતી, ફરતાં,
સરંતાં, તરંગે, તરંતાં, સુભર્ગે, ભરંતાં, કલાઓ,
કરંતાં, એ—ભરી ભરતી હૈયાની ગહન ગંગમાં,
હો સખી રમીએ રમીએ—

( મણિશંકર ભટ્ટ. )

---

## ૮૮.

( બ્હેની સાંભળ પેલી, એ રાહ )

ગાને કોયલડી ! કાન્તાનું મનહર ગીતડું રે !
રૂડેરી રીતનું રે !

લીલી છમ લુમઝુમ લચકાતી
આંબલિયાની ઘટા રૂપાળી;
ભરાઈ ત્યાં ભૂલી જાને તું છૂપવું રે !
વધુ હું શું કહું રે !

કહે તો ત્યાં આવું તુજ સંગે,
હીંચું પ્રિયજન સ્મરણુ તરંગે;
સહિયર મુજ શ્યામાની ! ત્હારે ટહૂકવું રે !
મ્હારે ઝીલવું રે !

મીટમીટ મળતાં મલકાશું,
પ્રાણરસાયન ઉરઉર લ્હાશું;
રસરંગે છલકાઈ પડેપડ ખોલશું રે !
અહોહો ! ડોલશું રે !
તુજ પાંખે ત્રણ સંગે ઉડશું,
વ્હાલ વસન્તે વિલાસ ધરશું;
દીન હૃદય હુલવી ફૂલવીને જગાવશું રે !
ધૂન લલકારશું રે !
ગાને કોયલડી ! કાન્તાનું મનહર ગીતડું રે !
રૂડેરી રીતનું રે !
( લલિત )

---

૮૯.

મ્હેં તો કુંકુમે લીપ્યું મ્હારૂં આંગણું રે લોલ.
કોઈ ભેદુ આવો તો ભેદને ભણું રે લોલ.
જ્ઞાની ! સાધુ ! આવો તો કહું વાતડી રે લોલ
ઉભા રહો તો ઉઘાડું મ્હારી છાતડી રે લોલ
કૃપાનાથે બ્રહ્માંડ એવું કાં કીધું રે લોલ !
આંખ આવડી, ને જગ તો મ્હોટું બધું રે લોલ.
ગામ પાદર બેસી કાં બોલે મોરલા રે લોલ !
ચન્દ્ર સૂરજ સન્તાડે વદન કાં ભલા રે લોલ !
મહા બ્રહ્માંડ ક્યારે ઘૂંઘટ ખોલશે રે લોલ ?
ક્યારે સચરાચર બ્રહ્મનીર ડોલશે રે લોલ ?
આવો, સન્તો ! તમ પગલે પાવન થવું રે લોલ.
પ્રાણ રૂંધન્તા પ્રશ્ન પદે ઢાલવું રે લોલ.
ખીલી વસન્ત, ડાળ લૂમખે લચી રે લોલ
ટૂંકો આંખો, ને લાંબી દૃષ્ટિ કાં રચી રે લોલ !
છતાં શીળો અગ્નિની ઉપર ચાલવું રે લોલ
ફૂલ ફૂલે તો ઘડીનું એ ફાલવું રે લોલ.
તેજ આવે, તો અર્ધ દિવસ આથમે રે લોલ,
જીવન જાગે, તો અર્ધ નીન્દમાં શમે રે લોલ.
મોરવરણું અખંડ ચાપ ઈન્દ્રનું રે લોલ
જોવું રોવુંઃ સૌન્દર્ય એવું કાં બન્યું રે લોલ !

લોક કહે છે, પ્રભુના મીઠા બોલડા રે લોલ
એક લીધા શું મુજથી અબોલડા રે લોલ ?
તેજ અન્ધકાર મળી ગુંથે દિનને રે લોલ
હસવું રડવું. શું ઉભય રચે જીવનને રે લોલ ?
મ્હને એટલું-ઓ ! એટલું કહો કથી રે લોલ,
દીઠું અદીઠું હો સન્ત ! કાં થતું નથી રે લોલ ?

( કવિ ન્હાનાલાલ. ).

---

૯૦.

રાજ ! કોઈ વસંત લ્યો, વસંત લ્યો,
હાંરે મ્હારી કયારીમાં મ્હેક મ્હેક મ્હેકી,
હો રાજ ! કોઈ વસંત લ્યો, વસંત લ્યો૦ ૧
રાજ ! વીણી કળીઓ મ્હેં નેત્રમાં ઉઘાડી,
હાંરે મ્હારે હઈડે લલાટે વધાવી,
હો રાજ કોઈ વસંત લ્યો. વસંત લ્યો૦ ૨
રાજ ! દેવ દેવી સોહાગ લેવા આવે,
હાંરે મીઠી સ્નેહની બંસરી બજાવે,
હો રાજ કોઈ વસંત લ્યો, વસંત લ્યો૦ ૩

( કવિ ન્હાનાલાલ. )

---

૯૧.

રમતી ગમતી હમુને સાહેલી.
સહુ મળી લીજીએ એક તાલી રે,
સખી આજ અનોપમ દીવાલી. ૧
લીલ વિલાસે પૂરણ માસે
પોષ દશમ નિશિ રઢિયાળી રે, સખી૦ ૨
પશુ પંખી વસીયાં વનવાસી,
તે પણ સુખીયાં સમકાલી રે, સખી૦ ૩
ઇણુ રાતે ઘર ઘર ઉત્સવસે
સુખીયાં જગતમેં નર નારી, સખી૦ ૪
સાતે નરકે થયાં અજુવાલાં,
થાવરને પણ સુખકારી રે, સખી૦ ૫
પ્રભુ માતા તું જગતની માતા
જગ દીપકની ધરનારી રે, સખી૦ ૬

( વીરવિજયજીકૃત પંચકલ્યાક પૂજા )

## ૯૨.

રઢીયાળી હરીયાળી,
રળીઆમણી શી રોશની આ રંગમાં રમે,
રંગમાં રમે સખી મારાં મનને ગમે. રળીઆમણી૦

ખીલી રૂડી ચંદની આ ચંદ્ર સમી ચળકતી,
મંડળની ખુશહાલી જન મન પર ઝળકતી,
આજને આનંદ સકળ સજનને ગમે. રળીઆમણી૦
ભણતર ભણતી બાળાઓ ચાલો,
ચાલોને બાળાઓ હેતેથી મહાલો,
આ રૂડી રચના નીહાળો સખી,
આજ ઉત્સવ પાળો.— રઢીયાળી૦

( સ્વ. ઝીણીબાઈ પુરૂષોત્તમ ).

---

## ૯૩.

ખમ્માં ! વીરાને જાઉં વારણે રે લોલ:
મોંધા મૂલો છે મ્હારો વીર જો !
ખમ્માં ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ:
બીજો સુહાગી મ્હારો વીર જો ! ખમ્માં ! વીરાને જાઉં૦ ૧
રાજ તો વિરાજે રાજમન્દિરે રે લોલ:
પારણે વિરાજે મ્હારો વીર જો ! ખમ્માં ! વીરાને જાઉં૦ ૨
ચંપો ખીલે છે ફુલવાડીમાં રે લોલ:
ફુલમાં ખીલે છે મ્હારો વીર જો ! ખમ્માં ! વીરાને જાઉં૦ ૩
આંગણે ઉજાસ મ્હારે સૂર્યનો રે લોલ:
ઘરમાં ઉજાસ મ્હારો વીર જો ! ખમ્માં ! વીરાને જાઉં૦ ૪
એક તો આનન્દ મ્હારા ઉરનો રે લોલ:
બીજો આનન્દ મ્હારો વીર જો ! ખમ્માં ! વીરાને જાઉં૦ ૫
દેવે દીધી છે મ્હને માવડી રે લોલ:
માવડીએ દીધો મ્હારો વીર જો !
ખમ્માં ! વીરાને જાઉં વારણે રે લોલ૦ ૬

( ન્હાના ન્હાના રાસ )

---

૯૪.

ગરબે રમવાને ગોરિ નીસરી રે લોલ,
તેજ કોટિ ચંદ્રનો પ્રકાશ, માસ પૂર્ણમે રે લોલ,
તાળિ દેતાં વાગે રૂમઝુમ ઝૂમખાં રે લોલ. (ટે૦)
દીપતે કપાળ મોતિસેરડી રે લોલ,
કંકુચંદ્ર શોભતો રસાળ કાળિ ભમ્મરે રે લોલ; તાળિ દેતાં૦ ૧
ચક્ષુ ચંચળા તે ચાલી ચિત્તથી રે લોલ,
વદન નમ્ર માંહિ ફુંળા ગાલ, બાલ શોભતી રે લોલ; તાળિ૦ ૨
કર્ણ માંહિ વાળિ વળી વાંકડી રે લોલ,
અધર તેજકોટિ અમૃતખાણ, મધુર મુખથી રે લોલ; તાળિ૦ ૩
હોંસથી હલાવિ હસ્તવેલડી રે લોલ,
ચાલતી તું હંસતણી ચાલ, પાગ શોભતા રે લોલ; તાળિ૦ ૪
મોતી હીરાજ ગળૂબંધમાં રે લોલ,
તેજમાં તરેહવાર સેર પંક્તિ ચંદની રે લોલ; તાળિ૦ ૫
એમ ઠાઠ માઠ કરી સુંદરી રે લોલ,
કાળિ બિંદિ કામ કેરૂં ચાપ, અતિ ઓપતું રે લોલ; તાળિ૦ ૬

(ભીમરાવ ભોળાનાથ.)

---

૯૫.

(ગરબે રમવા સાહેલી સાંચરોરે)

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં રે બ્હેન
ફૂલડાં કટોરી ગુંથી લાવ જગમાલણી રે બ્હેન
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન

અંજલિમાં ચાર ચાર ચારણી રે બ્હેન
અંજલિએ જૂદણાના ડાઘ જગમાલણી રે બ્હેન
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન

ઝીલું નહીં તો ઝરી જતું રે બ્હેન
ઝીલું તો ઝરે દશ ધાર જગમાલણી રે બ્હેન
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન

ફુલડામાં દેવની હથેલીઓ રે બ્હેન
દેવની કટોરી ગૂંથી લાવ જગમાલણી રે બ્હેન
અમૃત અંજલીમાં નહિ ઝીલું રે બ્હેન

(કવિ ન્હાનાલાલ).

## ૯૬.

( ગરબે રમવા સાહેલી એ રાહ )

આંખોમાં અંબાર તેજના પડ્યાં એ બ્હેન
ગાઢ અંધકાર કૈંક કાળના ઝરી ગયા એ બ્હેન
આંખોમાં અંબાર તેજના પડ્યાં એ બ્હેન

દૃષ્ટીએ જણાય કૈં ન જગતનું એ બ્હેન
તેજ તેજ તેજમાં વિંટાઈ તત્વ સૌ વળ્યાં એ બ્હેન
આંખોમાં અંબાર તેજના પડ્યાં એ બ્હેન

ન્હોય સુર્યચંદ્ર ન્હોય તારલા એ બ્હેન
સૂર્યચંદ્ર તામલા સમાઈ તેજમાં ભળ્યા એ બ્હેન
આંખોમાં અંબાર તેજના પડ્યાં એ બ્હેન

તેજ એ અનંતતામાં વિસ્તર્યાં એ બ્હેન
ત્હોય મારી નેણ તળે તારલે વસી રહ્યાં એ બ્હેન
આંખોમાં અંબાર તેજના પડ્યાં એ બ્હેન

( **મલયાનિલ** ).

---

## ૯૭.

( ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ, એ રાહ )

ગરબે રમવા સાહેલી ! સાંચરો રે લોલ;
ભારતી મન્દિર ચારૂ ચોક પ્રીતિથી ફરોરે લોલ
આવો બ્હેની ! ગીત રંગ રેલીએ રે લોલ. ગરબે૦

**(સાખી)** શરદ પુનમ રજનિ ખીલી અનિલ સુરભિ મલકાય,
ચન્દ્રા મુખ નન્દન શીળી સ્મિત લ્હરી લહકાય.
રમે રામા, ને શારદા સોહામણી રે લોલ
કુંકુમે જ્યાં સાથિયા પુરેલ છે શોભા ઘણી રે લોલ
આવો બ્હેની ! આજ રાસ ખેલીએ રે લોલ. ગરબે૦ ૧

**(સાખી)** મિઠાં ઝરણ ઝરી રહ્યાં મધુર મધુર સુરગાન
કોકિલ, બુલ્બુલ, રસ ભર્યાં, દ્રવે અનુપમ તાન
દેશવાડી નવલ પલ્લવે ભરી રે લોલ,
કુંજ કુંજ ધારી પુષ્પપુંજ વૃક્ષ વલ્લરી રે લોલ,
આવો બ્હેની ! જનનિગાન ગાઇએં રે લોલ. ગરબે૦ ૨

(સાખી) ભાગીરથી, ગોદાવરી, બ્રહ્મપુત્ર શુભ તીર,
રમે સિન્ધુ કાવેરી જ્યાં રમ્ય નર્મદા નીર
ગુર્જરી ને બંગ સુન્દરી મળી રે લોલ
કાશ્મીરી, દ્રાવડી, મહારાષ્ટ્રી, રજપૂતાણીઓ રે લોલ,
આવો બ્હેની ! ઐકયતાન વાઇએ રે લોલ. ગરબે૦ ૩

(સાખી) કુસુમિત લીલી લલિતા લતા લલના તરૂપતિ સંગ,
ભારત વાડી દીપાવતી, વિવિધ વર્ણ, નવરંગ,
પારસી, ઇસ્લામી, આર્ય રમણીઓ રે લોલ,
યુરોપી સન્નારીઓ ઉલ્લાસ રસ વિલાસિની રે લોલ,
આવો બ્હેની ! હિન્દ દેવી વંદીએ રે લોલ. ગરબે૦ ૪

(સાખી) હીમાલય શિર સમ ઉંચી, નિર્મલ એ મન આશ,
“ ભિન્ન જાતિ રીતિ તદપિ રહો એક ઊર અમ વાસ ”
લાવો ! લાવો ! હૃદય પાત્રમાં ધરી રે લોલ
મંગલ પ્રીતિ અર્ધ્ય, ભકિત આત્મ સુવાસે ભરી રે લોલ
આવો બ્હેની ! માતૃ ભૂમિ પૂજીએ રે લોલ. ગરબે૦૦ ૫

( શ્રીયુત સુમન્ત ).

---

## ૯૮.

( હું કેમ આવું રે સૈયર એકલી રે, એ રાહ )

કુંજ કુંજે ફોરે નવરંગ ફૂલડાં રે,
આભમાં ઉજળો ઊગે ચંદ્ર જો,
કોયલડી કય્હાંકથી ટહુકા કરે રે,
પ્રગટે વસન્તનો આનંદ જો,
હો સખી ! ત્યાહરે હતું તે ભુલી જજે રે. ૧

વાદળીને હિંડોળે મેહુલો રે,
ઘેરૂં ગભીરૂં ગાશે ગાન જો,
વિજળીની વેલિ વિહાસશે કંઠમાં રે,
રસની અમુલખ ઝડીઓ વાશે જો,
હો ! સખી ત્યારે નથી તે ભુલી જજે રે, ૨